परमार्हतकुमारपालभूपालप्रार्थनया कलिकालसर्वज्ञश्रीहेमचन्द्राचार्यप्रणीतं स्वोपज्ञवृत्तिविभूषितं

# योगशास्त्रम्

## प्रथमो विभागः [ प्रथम–द्वितीयौ प्रकाशौ ]


सम्पादकः

पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरपट्टालङ्कार–

पूज्यपादाचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरशिष्य–

पूज्यपादमुनिराजश्रीभुवनविजयान्तेवासी

मुनि जम्बूविजयः

सहायकः—मुनि धर्मचन्द्रविजयः



प्रकाशकः—जैनसाहित्यविकासमण्डलस्याध्यक्षः श्रेष्ठी अमृतलाल कालीदास दोशी–मुंबई

## ग्रन्थानुक्रमः




मूल्यं
२०
रूप्यकाः

प्रकाशकः–
श्री जैन साहित्य विकास मंडल
११२, स्वामी विवेकानंद रोड
इरला, विलेपारले ( वेस्ट )
मुंबइ ४०००५६ ( India )

मुद्रकः–
कांतिलाल डी. शाह
भरत प्रिन्टरी
दाणापीठ पाछळ, तळाव
पालीताणा ( गुजरात )

वि. सं. २०३३, * वीर नि. सं. २५०३ * इस्वी सन १९७७, * प्रथमं संस्करणम् प्रतयः ७५०

॥ શ્રી-શંખેશ્વર-પાર્શ્વનાથાય નમઃ ॥

# द्वि–त्राः शब्दाः

શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળના સ્થાપક **શેઠ શ્રી અમૃતલાલ કાળીદાસ દોશી** આજથી લગભગ ૨૦ વર્ષ પૂર્વે જામનગરમાં પૂજ્યપાદ ગુરુદેવ મુનિરાજ શ્રી **ભુવનવિજયજી મહારાજ**ના સંપર્કમાં આવ્યા, ત્યારથી અત્યારસુધી તેમનો ઉત્તરોત્તર ગાઢ સંપર્ક મારે રહ્યો છે. અનેકવિધ શાસ્ત્રપ્રવૃત્તિઓમાં તેઓ મને પ્રેરક અથવા સહાયક રહ્યા છે. આ વર્ષો દરમ્યાન તેમના અનેક વિરલ અને વિશિષ્ટ ગુણોનો મને અનુભવ થયો છે.

ધર્મપ્રેમી, શ્રદ્ધાળુ, ઉદાર અને શાસ્ત્રભક્ત તો તેઓ હતા જ, તે ઉપરાંત મોટા ઉદ્યોગપતિ હોવા છતાં તેઓ અત્યંત જ્ઞાનપિપાસુ હતા. જ્યાં જ્યાંથી જ્ઞાન પ્રાપ્ત થાય ત્યાં ત્યાંથી વિના સંકોચે અત્યંત નમ્રતાથી જ્ઞાન મેળવવા માટે તેઓ ખૂબ આતુર અને પ્રયત્નશીલ હતા. વિદ્વાનો અને જ્ઞાનગોષ્ઠી તેમને અત્યંત પ્રિય હતી. વિવિધ વિષયના શાસ્ત્રોમાં તેમને રસ તો હતો જ તેમાં પણ મંત્ર, યોગ અને ધ્યાનના વિષયમાં તેમને ઘણો જ રસ હતો, એટલું જ નહિ પણ એ વિષયમાં અતિવિશાળ વાંચન કરીને શાસ્ત્રોના ગૂઢાર્થને ઉકેલવા તેઓ રાત-દિવસ ખૂબ પ્રયત્ન કરતા હતા. જે તેમની સાથે વાતચીતોમાં તથા પત્રવ્યવહારમાં

॥ ३ ॥

અનેકવાર જોવા મળતું હતું. તેમની આ ઉત્કટ સાધનાનું ફળ તેમના પોતાના લખેલા ચિંતનાત્મક ગ્રંથોમાં તથા તેમણે તૈયાર કરાવેલા ગ્રંથોમા અમુક અંશે જોવા મળે છે. યોગ તથા મંત્ર આદિ વિષેનું તેમનું ચિંતન, મનન અને સંશોધનકાર્ય એ ઐતિહાસિક વસ્તુ છે

એક ઉદ્યોગપતિના જીવનમાં આવી જ્ઞાનઝંખના અને સાધના જોવા મળે એ બહુ વિરલ ઘટના છે. છેલ્લી અવસ્થામાં, શ્વાસ લેવામા પણ જ્યારે તેમને ઘણી મુશ્કેલી પડતી હતી ત્યારે પણ આ વિષયમાં તેમની કેટલી રુચિ અને તન્મયતા હતી તે તેમના પોતાના હાથે વિસ્તારથી લખેલા તા. ૨૨-૧૨-૭૬ ના મારા ઉપરના પત્રમાંના નીચેના લખાણથી પણ સમજી શકાય છે.

"યોગશાસ્ત્ર, દ્વાદશાર નયચક્ર, સૂરિમંત્રકલ્પ સમુચ્ચય, શ્રાદ્ધપ્રતિક્રમણ-પ્રબોધટીકા આ સઘળા પતે નહિ ત્યાં સુધી મારો જીવ આ ખોળિયું છોડશે નહિ, એ પતી ગયા પછી એક સમય વધારે થશે નહિ. આપની જેમ મને પુષ્કળ ચિંતા છે."

આ પત્ર લખ્યા પછી સોળમા દિવસે જ તેમનો સ્વર્ગવાસ થયો હતો. જીવનભર શ્રુતજ્ઞાનની જે ઉપાસના કરી હતી તેનું મધુર ફળ તેમના સમાધિમય મરણમાં જોઇ શકાય છે

શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળ દ્વારા જે વિશિષ્ટ રીતે શ્રુતજ્ઞાનની ગંગા વહાવવી તેમણે શરૂ કરી છે તે શ્રુતજ્ઞાનની ગંગાનો પ્રવાહ દેવ-ગુરુકૃપાએ સતત વહેતો રહે તથા ઉત્તરોત્તર વિશાળ થતો રહે એ જ પ્રભુના ચરણોમા પ્રાર્થના.

વિક્રમ સંવત્ ૨૦૩૩

ફાગણ સુદિ ૧૦

માંડકા (જીલ્લા-બનાસકાંઠા)

પૂજ્યપાદ ગુરુદેવ મુનિરાજ શ્રી
ભુવનવિજયાન્તેવાસી
મુનિ જંબૂવિજય.

॥ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥
॥ श्री वासुपूज्यस्वामिने नमः ॥
आचार्यमहाराज श्रीमद्विजयसिद्धिसूरीश्वरजीपादपद्मेभ्यो नमः ।
आचार्यमहाराज श्रीमद्विजयमेघसूरीश्वरजीपादपद्मेभ्यो नमः ।
सद्गुरुदेवमुनिराजश्री भुवनविजयजीपादपद्मेभ्यो नमः ।

# પ્ર સ્તા વ ના

પરમકૃપાળુ અરિહંત પરમાત્મા તથા સદ્ગુરુદેવની અનંતકૃપાથી કલિકાલસર્વજ્ઞ આચાર્ય ભગવાન શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ પ્રણીત તથા સ્વોપજ્ઞ વિવરણ વિભૂષિત યોગશાસ્ત્રના બાર પ્રકાશ પૈકી પ્રથમ બે પ્રકાશનો બનેલો પ્રથમ વિભાગ યોગપ્રેમી જગત સમક્ષ રજુ કરતાં અમને અત્યંત આનંદનો અનુભવ થાય છે.

અનેક અનેક મુનિ મહાત્માઓ યોગશાસ્ત્ર કંઠસ્થ કરે છે, વ્યાખ્યાનમાં પણ વ્યાપક રીતે આ ગ્રંથનું વાંચન થાય છે આ રીતે યોગશાસ્ત્રનો જૈન સંઘમાં ઘણો જ ઘણો પ્રચાર છે.

પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય પરમોપકારી ગુરુદેવ મુનિરાજશ્રી **ભુવનવિજયજી** મહારાજ કે જેઓ મારા પિતાશ્રી પણ છે. તેઓને યોગશાસ્ત્ર ઉપર અત્યંત પ્રેમ હતો. મારી દીક્ષાના પ્રારંભમાં જ મને યોગશાસ્ત્ર તેઓશ્રી તરફથી મળ્યું હતું. આ જ ગ્રંથનું સંશોધન



॥ १ ॥

અને સંપાદન કરવાનો અમૂલ્ય અવસર મને પ્રાપ્ત થયો એ મારે મન ઘણી આનંદની વાત છે. જૈન સાહિત્ય વિકાસ મંડળના પ્રાણરૂપ શેઠ **અમૃતલાલ કાળીદાસ દોશીએ** આ અવસર આપ્યો તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

સમગ્ર જગતમાં વિવિધ વૈજ્ઞાનિક શોધો ઘણી જ થઈ છે અને થઈ રહી છે. ભૌતિક સગવડો માટે સાધન-સામગ્રી અને સંપત્તિનો વિપુલ પ્રમાણમાં વધારો થયો છે, છતાં પણ સમગ્ર જગત ભિન્ન ભિન્ન રીતે અપાર અશાંતિનો અનુભવ કરી રહ્યું છે. આ અશાંતિથી બચવા માટે અને છૂટવા માટે મનુષ્યો અનેક રીતે મથામણ કરી રહ્યા છે અને ચારે બાજુ યોગનું રહસ્ય સમજવા માટે દોડધામ કરી રહ્યા છે.

'યોગ અને ધ્યાનની સાધનાથી જીવનમાં ખરેખર સાચી શાંતિ મળી શકે છે.' આવી વાતો સાંભળીને પણ, વિશ્વના અનેક દેશો યોગ અને ધ્યાન આદિ તરફ અત્યારે ઘણા આકર્ષાયા છે. લોકમાનસમાં યોગ અને ધ્યાન આદિ તરફ ઘણું જ આકર્ષણ અત્યારે ઊભું થયું છે.

પરંતુ યોગનો સાચો અર્થ કયો, યોગ માટે અધિકારી કોણ, યોગની સાધના ક્યાંથી શરૂ કરવી, ઇત્યાદિ એવી અત્યંત મહત્ત્વની વાતો છે કે જેની મોટા ભાગના મનુષ્યોને ખરેખર સ્પષ્ટ કલ્પના જ હોતી નથી. પરિણામે યોગના રહસ્ય સુધી પહોંચ્યા સિવાય જ યોગ અને ધ્યાન આદિ શબ્દોની આજુબાજુ જ અથવા તો યોગની થોડી થોડી પ્રક્રિયાઓની આજુબાજુ જ મોટા ભાગના મનુષ્યો પ્રદક્ષિણા ફર્યા કરે છે.

આ દૃષ્ટિએ વિચારતાં, યોગશાસ્ત્ર યોગ વિષે ઉત્તમોત્તમ ગ્રંથ છે. ભિન્ન ભિન્ન ભૂમિકાના જીવો માટે યોગસાધના પણ ભિન્ન ભિન્ન પ્રકારની હોવી જ જોઈએ. યોગશાસ્ત્રમાં ભિન્ન ભિન્ન ભૂમિકાને અનુલક્ષીને અનેક અનેક રીતે યોગસાધના વર્ણવી છે.

આત્માનું પરમાત્મા સાથે- [1]મોક્ષ સાથે-મિલન કરી આપે તેનું નામ યોગ. આવા યોગમાં આત્મોન્નતિ અને પરમશાંતિ પણ હોય જ. જીવનમાં ઉન્નતિ માટે અને સન્માર્ગે પ્રયાણ કરવા માટે અનેક અનેક સદ્‌ગુણોની જરૂર પડે છે. ખરેખર વિચારીએ તો, આ બધા સદ્‌ગુણો પણ યોગનો જ ભાગ છે-યોગનું જ અંગ છે. આ દૃષ્ટિએ વિવિધ ભૂમિકાના જીવો માટે વિવિધ સદ્‌ગુણો અને સાધનાને લક્ષ્યમાં રાખીને શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજે યોગ વિષે અદ્‌ભુત કોટિનો આ ગ્રંથ રચેલો છે.

ન્યાયી જીવન, માતા-પિતાની ભક્તિ આદિ ૩૫ માર્ગાનુસારી ગુણો, જ્ઞાન-દર્શન-ચારિત્રની સાધના, અહિંસા સત્ય આદિ વ્રતો, આત્મા અને જગતના સ્વરૂપનું ચિંતન, વિવિધ ભાવનાઓ, વિવિધ ધારણાઓ, મંત્ર ઉપાસના, ધ્યાન, આત્માનુભૂતિ આદિ અનેક સદ્‌ગુણો અને સાધનાઓને યોગના અંગ રૂપે જ યોગશાસ્ત્રમાં સમાવી લીધાં છે

---

१ **“अध्यात्मं १ भावना २ ध्यानं ३ समता ४ वृत्तिसंक्षय: ५ ।**
**मोक्षेण योजनाद् योग एष श्रेष्ठो यथोत्तरम् ॥ ३१ ॥”**

—હરિભદ્રસૂરિ વિરચિત યોગબિંદુ

**युज समाधौ** [पाणिनीय धातुपाठ ११७७] તથા **युजिर् योगे** [१४४५] આ રીતે, **युज्** ધાતુ સમાધિ તથા યોગ (સંયોગ) આ બંને અર્થોમાં વપરાય છે. મહર્ષિ પતંજલિએ **योगश्चित्तवृत्तिनिरोध:** [१-२] એમ પાતંજલ યોગદર્શનમાં જણાવતાં, ‘સમાધિ’ અર્થવાળા **युज्** ધાતુથી ‘યોગ’ શબ્દનો અર્થ વર્ણવ્યો છે. બીજા (અજૈન) ગ્રંથકારે **संयोगं योगमित्याहुर्जीवात्म-परमात्मनो:** આ પ્રમાણે યોગ અર્થવાળા **युज्** ધાતુ ઉપરથી ‘યોગ’ શબ્દનો અર્થ વર્ણવ્યો છે. શ્રી હરિભદ્રસૂરિ મહારાજે પણ **मोक्षेण योजनाद् योग:** એમ કહીને સંયોગના અર્થવાળા **युज्** ધાતુને **योग** શબ્દમાં સ્વીકાર્યો છે. શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે, **चतुर्वर्गेऽग्रणीर्मोक्षो योगस्तस्य च कारणम्** [योगशास्त्र १-१५] એમ કહીને, તેમ જ સમગ્ર યોગશાસ્ત્રમાં જે રીતે યોગનું વર્ણન કર્યું છે તે જોતાં, બંને અર્થોનો સમન્વય સિદ્ધ કર્યો છે.

॥ ३ ॥

ગુર્જરેશ્વર મહારાજા **કુમારપાળ** યોગના અત્યંત પ્રેમી અને ઉપાસક હતા. યોગ વિષેનાં ઘણાં શાસ્ત્રો સાંભળ્યા પછી, યોગનું ખરેખરું રહસ્ય સમજાવવા માટે તેમણે પોતાના ગુરુમહારાજ **શ્રી હેમચંદ્રસૂરિજી** મહારાજને કરેલી પ્રાર્થનામાંથી આ યોગશાસ્ત્રની રચનાનો ઉદ્ભવ થયો છે.

આજથી લગભગ ૮૦૦ વર્ષ પૂર્વે થયેલા, યોગશાસ્ત્રના પ્રણેતા કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ તથા જેમની વિનંતિથી યોગશાસ્ત્રની રચના કરવામા આવી છે તે ગુર્જરેશ્વર મહારાજાધિરાજ કુમારપાળનું જીવનચરિત્ર ઘણું જ પ્રસિદ્ધ છે. એટલે તે વિષે વિશેષ વિસ્તાર ન કરતા, બંને મહાપુરુષોનું જીવન અહીં સંક્ષેપમાં જ આપવામાં આવે છે.

આચાર્ય ભગવાન શ્રી **હેમચંદ્રસૂરિજી** મહારાજનું સંક્ષેપમાં જીવનવૃત્તાંત આ પ્રમાણે છે—

ધંધુકા નગરમાં વિક્રમ સંવત્ ૧૧૪૫ કાર્તિક સુદિ પૂનમ શનિવારે મોઢવંશીય **ચાચિગ** શેઠની **પાહિની** નામે ધર્મપત્નીની કુક્ષિથી ચિંતામણિના સ્વપ્નથી સૂચિત પુત્રરત્ન રૂપે તેઓશ્રી જન્મ્યા હતા. **ચંગદેવ** તેમનું નામ રાખવામા આવ્યું હતું.

પ્રભુ મહાવીર પરમાત્માની પાટે કોટિક ગણમા દશ પૂર્વધર ભગવાન આર્ય વજ્રસ્વામીથી શરૂ થયેલી વજ્રશાખામાં ચંદ્રગચ્છ (કુલ) માં શ્રી યશોભદ્રસૂરિના શિષ્ય શ્રી પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય શ્રી ગુણસેનસૂરિના શિષ્ય શ્રી દેવચંદ્રસૂરિ મહારાજ પાસે માત્ર પાંચ વર્ષની વયે વિક્રમ સવત્ ૧૧૫૦ માઘ સુદિ ૧૪ શનિવારે તેઓશ્રીએ દીક્ષા લીધી હતી. તે સમયે ગુરુમહારાજે તેમનું **સોમચંદ્ર** નામ રાખેલું હતું. તે પછી મહાજ્ઞાની અને મહાપ્રભાવી તેઓશ્રીને વિક્રમ સંવત્ ૧૧૬૬ વૈશાખ સુદિ ત્રીજે ગુરુમહારાજે આચાર્યપદવી આપી હતી અને તેમનું **હેમચંદ્રસૂરિ** નામ રાખ્યું હતું. અગાધ જ્ઞાનથી 'કલિકાલસર્વજ્ઞ' તરીકે તેઓ પ્રસિદ્ધ થયેલા હતા અને વિવિધયોગ સાધનાથી તેઓ મહાયોગીશ્વર બન્યા હતા. વિવિધ વિષયક અનેક અનેક શાસ્ત્રોનું સર્જન કરીને, અનેક મહારાજાઓને પ્રતિબોધ કરીને, વિશ્વમાં અહિંસાધર્મનો પ્રચાર કરીને, સમગ્ર દેશમાથી સાત વ્યસનોનું નિવારણ કરીને, આ રીતે અનેક અનેક ઉપકારો કરીને છેવટે વિક્રમ સંવત્ ૧૨૨૯ મા યોગવિધિથી પ્રાણોનો ત્યાગ કરીને તેઓશ્રી સ્વર્ગવાસી થયા હતા.

પરમ આર્હત મહારાજા **કુમારપાળનું** સંક્ષેપમાં જીવનવૃત્તાંત આ પ્રમાણે છે—

સિદ્ધપુર પાસે **દધિસ્થલી**માં ચૌલુક્યવંશીય **ત્રિભુવનપાલ** રાજાની **કશ્મીરદેવી** નામે ધર્મપત્નીની કુક્ષિથી વિક્રમ સંવત્ ૧૧૪૯ માં મહારાજા કુમારપાળનો જન્મ થયો હતો. યુવાવસ્થામા અણહિલપુરપત્તન (પાટણ) માં તેઓ શ્રી હેમચંદ્રસૂરિમહારાજના સમાગમમાં આવ્યા હતા અને તેમના ધર્મોપદેશથી ખૂબ પ્રભાવિત થયા હતા. વિક્રમ સંવત્ ૧૧૯૯ માગશર વદિ ૪ રવિવારે અણહિલપુરપત્તન (પાટણ) માં તેમનો રાજ્યાભિષેક થયો હતો. પછી દિગ્વિજય કરીને તેઓ, ૧૮ દેશના મહારાજા બન્યા હતા. શ્રી હેમચંદ્રસૂરિજી મહારાજના સમાગમ અને સદુપદેશથી તેઓ પરમ આર્હત (પરમ જૈન શ્રાવક) થયા હતા. ગુરુ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ પાસે વિક્રમ સંવત્ ૧૨૧૬ માં તેમણે સમ્યક્ત્વમૂલ બાર વ્રતોનો સ્વીકાર કર્યો હતો. તેમણે ગામે ગામ જિનમંદિરો બંધાવીને પૃથ્વીને જિનાયતનમંડિત કરીને, જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરીને, અનેક રીતે વિશ્વમાં અહિંસાધર્મનો–અમારિનો પ્રચાર કરીને, પ્રજામાંથી સાતેય વ્યસનો નિર્મૂળ કરીને સ્વજીવનને અને પ્રજાને પણ ધર્મવાસિત કરી દીધી હતી. ઇતિહાસમાં તેમનું નામ સુવર્ણાક્ષરે અંકિત થયેલું છે. છેવટે તેમનો વિક્રમ સંવત્ ૧૨૩૦ માં સ્વર્ગવાસ થયો હતો.

## હવે યોગશાસ્ત્ર વિષે સંક્ષેપમાં વિચારીશું

યોગશાસ્ત્ર સંસ્કૃતભાષામાં લગભગ બધા અનુષ્ટુપ છંદમાં પદ્ય રૂપે રચાયેલું છે. તેના ૧૨ પ્રકાશ છે. તેમાં અનુક્રમે શ્લોક ૫૬, ૧૧૫, ૧૫૬, ૧૩૬, ૨૭૩, ૮, ૨૮, ૮૧, ૧૬, ૨૪, ૬૧, અને ૫૩ અને છેલ્લે બે શાર્દૂલવિક્રીડિત વૃત્ત એવી રીતે શ્લોકો છે એટલે એકંદર યોગશાસ્ત્રના ૧૦૦૯ શ્લોકો છે. આ શ્લોકો ઉપર તેમણે જ ૧૨૦૦૦ શ્લોક પ્રમાણ સ્વોપજ્ઞવૃત્તિની રચના કરેલી છે. વૃત્તિમાં શ્લોકોના વિવરણ ઉપરાંત, તે તે પ્રસંગે અનેક કથાઓ પણ તેમણે પદ્યમાં રચેલી છે. આ કથાઓના અનેક શ્લોકો ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રમાં પણ તેમણે લીધા છે.

[1]ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રની રચના યોગશાસ્ત્રની રચના પછી થયેલી છે. કયા કયા શ્લોકો ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રમાં કયાં કયાં મળે છે એ વાત અમે તે તે સ્થળે ટિપ્પણોમાં જણાવી છે.

શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે સ્વોપજ્ઞવૃત્તિમાં ભિન્ન ભિન્ન પ્રસંગે સ્તુતિદ્વાત્રિંશિકા, વીતરાગસ્તોત્ર, સિદ્ધહેમશબ્દાનુશાસન, અભિધાન ચિંતામણિ આદિ સ્વરચિત ગ્રંથોમાંથી, પૂર્વપરિચિત આગમો વૃત્તિઓ પ્રકરણો આદિ અનેક અનેક શાસ્ત્રોમાંથી, તથા પરદર્શનના ઉપનિષદ્, પાતંજલયોગસૂત્ર, મનુસ્મૃતિ, કૌટિલીય અર્થશાસ્ત્ર, શાબરભાષ્ય, પ્રમાણ સમુચ્ચય, પ્રમાણવાર્તિક આદિ અનેક ગ્રંથોમાંથી વિપુલ પ્રમાણમાં અવતરણો આપેલાં છે.

---

૧ ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્રના દશમા પર્વના અંતે પ્રશસ્તિમાં શ્રી હેમચંદ્રસૂરિ મહારાજ જણાવે છે કે—

पूर्वं पूर्वजसिद्धराजनृपतेर्भक्तिस्पृशो याच्ञया साङ्गं व्याकरणं सुवृत्तिसुगमं चक्रुर्भवन्तः पुरा ।
मद्धेतोरथ योगशास्त्रममलं लोकाय च द्व्याश्रय-छन्दो-ऽलङ्कृति-नामसङ्ग्रहमुखान्यन्यानि शास्त्राण्यपि ॥ १८ ॥

लोकोपकारकरणे स्वयमेव यूयं सज्जाः स्थ यद्यपि तथाप्यहमर्थयेऽदः ।
मादृग्जनस्य परिबोधकृते शलाकापुंसां प्रकाशयत वृत्तमपि त्रिषष्टेः ॥ १९ ॥

तस्योपरोधादिति हेमचन्द्राचार्यः शलाकापुरुषेतिवृत्तम् ।
धर्मोपदेशैकफलप्रधानं न्यवीविशच्चारुगिरां प्रपञ्चे ॥ २० ॥

# વિષય વર્ણન

પ્રથમ પ્રકાશના પ્રારંભમાં, મહાયોગીશ્વર ભગવાન્ મહાવીર પરમાત્માને નમસ્કાર કરીને, ચંડકૌશિકના જીવનચરિત્ર દ્વારા ભગવાન મહાવીરના સમતાયોગનું અને સંગમદેવની કથા દ્વારા ભગવાન મહાવીરના કરુણાયોગનું વર્ણન કરીને પછી શાસ્ત્રોના આધારે, પરંપરાના આધારે તથા સ્વાનુભવના આધારે યોગશાસ્ત્ર રચવાની પ્રતિજ્ઞા કરી છે. તે પછી મહાચમત્કારક યોગજન્ય લબ્ધિઓ તથા ભરતચક્રવર્તી, મરૂદેવામાતા, દૃઢપ્રહારી અને ચિલાતીપુત્રની વિસ્તૃત કથાઓ દ્વારા યોગનું માહાત્મ્ય વર્ણવીને યોગની વ્યાખ્યા કરી છે અને યોગનાં મુખ્ય અંગો જ્ઞાન–દર્શન–ચારિત્રનું વિસ્તારથી વર્ણન કર્યું છે. આ પ્રસંગમા જીવ–અજીવ આદિ સાત તત્ત્વો, મતિ આદિ પંચવિધજ્ઞાન, સમ્યગ્દર્શન, ૧ અહિંસા, ૨ સત્ય, ૩ અસ્તેય (અચૌર્ય), ૪ બ્રહ્મચર્ય તથા ૫ અપરિગ્રહ આ સાધુઓનાં પાંચ મહાવ્રતો અર્થાત્ મૂલ ગુણરૂપ ચારિત્રનું તથા તેની ભાવનાઓનું વિસ્તારથી વર્ણન છે.

તે પછી પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપ અષ્ટ પ્રવચન માતાઓનું અર્થાત્ ઉત્તર ગુણરૂપ ચારિત્રનું વર્ણન છે. આ પ્રસંગમાં ભિક્ષાના ૪૨ દોષો વિસ્તારથી વર્ણવેલા છે.

યોગ જેવી મહાન્ વસ્તુ પ્રાપ્ત કરવા માટે પહેલાં તો ઉત્તમ માનવ બનવું જોઈએ—યોગના અધિકારી બનવું જોઈએ. યોગના અધિકારી બનવા માટે કયા મહત્ત્વના ગુણો મેળવવા જોઈએ, એ પ્રસંગમાં પ્રથમ પ્રકાશના અંતમાં ૩૫ માર્ગાનુસારી ગુણોનું ખૂબ સુંદર વિવેચન છે.

દેશવિરત ગૃહસ્થોએ–શ્રાવકોએ સમ્યક્ત્વમૂલક બાર વ્રતો સ્વીકારવાનાં હોય છે એટલે બીજા પ્રકાશમાં શ્રાવકનાં ૧૨ વ્રતોનો પરિચય આપતાં પહેલાં, સમ્યક્ત્વનું સ્વરૂપ સમજાવતાં મિથ્યાત્વનું સ્વરૂપ પણ સમજાવ્યું છે. સુદેવ સાથે કુદેવ, સુગુરુ સાથે કુગુરુ

અને સુધર્મ સાથે કુધર્મનાં લક્ષણો દર્શાવ્યાં છે, જેથી સુદેવ સુગુરૂ અને સુધર્મને ઓળખી, તેના ઉપર શ્રદ્ધા કરી સમ્યક્ત્વનો સ્વીકાર કરી શકાય. સમ્યક્ત્વનાં ૫ ચિહ્નો, ૫ ભૂષણો તથા ત્યજવાનાં ૫ દૂષણો સમજાવ્યા છે. તે પછી બાર વ્રતો પૈકી પાંચ અણુવ્રતો સમજાવ્યાં છે.

૧ લા અણુવ્રત (અહિંસા) નુ સ્વરૂપ સમજાવતાં, હિંસા ત્યજવા માટે વિવિધ પ્રકારનો ઉપદેશ આપ્યો છે તથા માંસાહારી હિંસકોની નિંદા કરી છે. હિંસા કરનાર સુભૂમ અને બ્રહ્મદત્ત ચક્રવર્તીને નરકમાં જવું પડયું તે જણાવતી વિસ્તૃત કથાઓ આપી છે. કુલ ક્રમથી પણ ચાલી આવેલી હિંસાને ત્યજનાર કાલસૌકરિક કસાઇના પુત્ર સુલસની પ્રશંસાત્મક કથા વિસ્તારથી આપી છે. હિંસા કરનારના ઇંદ્રિયદમન, દેવ અને ગુરૂની ઉપાસના, દાન, અધ્યયન, તપ વગેરે સર્વગુણો નિરર્થક જણાવ્યા છે શાસ્ત્રોને નામે કરાતી હિંસા તથા આવી હિંસાના ઉત્તેજક અને ઉપદેશક શાસ્ત્રો રચનારની નિંદા કરી છે. શિકારીઓ દ્વારા કરાતી હિંસા, લૌકિક શ્રાદ્ધાદિમાં થતી હિંસા, દેવને ભેટ ધરવાના અને યજ્ઞમાં હવન કરવાના બહાને તથા વિઘ્ન-શાંતિ માટે કરાતી હિંસા, વગેરે સર્વ પ્રકારની હિંસા વર્જનીય જણાવી છે. તથા અહિંસાની સ્તુતિ કરીને તેનાથી પ્રાપ્ત થતાં અનેક શુભ ફલો વર્ણવેલાં છે.

૨ જા અણુવ્રત (સત્ય) નું સ્વરૂપ સમજાવતાં, અસત્યનાં અશુભ ફલો આ લોક અને પરલોકમાં કેવી રીતે ભોગવવાં પડે છે, તે ઉપર શુભ ફલ વિષે કાલકાચાર્યની અને અશુભ ફલ વિષે વસુરાજની કથા આપી છે. સત્ય હોવા છતાં જે પરપીડાકારક હોય તે ખરેખર સત્ય જ ન કહેવાય આ પ્રસંગમા, પરપીડાકારી સત્ય બોલનાર અને અંતે દુર્ગતિમાં જનાર કૌશિક તાપસની કથા આપી છે તથા અસત્ય બોલનારની નિંદા અને સત્ય બોલનારની સ્તુતિ કરવામા આવી છે.

૩ જા અણુવ્રત (અચૌર્ય) નું સ્વરૂપ સમજાવતાં અપેક્ષાએ હિંસા કરતાં પણ ચોરીમાં અધિક દોષ બતાવ્યો છે. ચોરી કરનાર મંડિક ચોર અને ચોરીને ત્યજનાર રૌહિણેય ચોરની ક્રમસર અશુભ-શુભ ફળ દર્શાવનારી કથા જણાવી છે.

૪ થા અણુવ્રત (સ્વદારસંતોષ અને પરદારગમનવિરમણ) નું સ્વરૂપ સમજાવતાં, મૈથુનથી થતાં અનેક નુકસાનો તથા સ્ત્રીઓના, વેશ્યાઓના, પરદારગમનના તથા પરસ્ત્રીરમણ કરવાની અભિલાષાના પણ અનેક અનેક દોષો વર્ણવ્યા છે. તે સંબંધમાં રાવણની અને પરસ્ત્રીનો ત્યાગ કરનાર સુદર્શન શેઠની કથા વિસ્તારથી આપી છે. નારીએ પણ પરપુરુષમાં આસક્તિ ત્યજવી તે સંબંધી ઉપદેશ, આપેલો છે તથા બ્રહ્મચારી મનુષ્યને દેવો અને ઈંદ્રો પણ પૂજે છે એ જણાવીને બ્રહ્મચર્યપાલનથી આ લોક અને પરલોકમાં મળતાં અનેક અનેક શ્રેષ્ઠ ફળો દર્શાવ્યાં છે.

૫ મા અણુવ્રત (પરિગ્રહપરિમાણ) નું સ્વરૂપ સમજાવતાં, પરિગ્રહના અનેક દોષો બતાવ્યા છે. તે સંબંધમાં સગરચક્રવર્તી, કુંભકર્ણ, તિલક શેઠ અને નંદરાજાની કથાઓ વર્ણવીને પરિગ્રહ ત્યજનાર સંતોષી રાજપુત્ર અભયકુમારની કથા આપીને સંતોષની પ્રશંસા કરી છે.

**ત્રીજા પ્રકાશ**માં શ્રાવકનાં ૩ ગુણવ્રતોનું તથા ૪ શિક્ષાવ્રતોનું વિસ્તારથી વર્ણન છે. ૧ લા દિગ્ વિરમણ ગુણવ્રત પછી બીજા ભોગોપભોગવિરમણ ગુણવ્રતનું ઘણા વિસ્તારથી નિરૂપણ છે. વર્જવા યોગ્ય વસ્તુઓમાં મદિરાપાનના ત્યાગનો અનેક પ્રકારે ઉપદેશ આપ્યો છે. માંસાહારના દોષો દર્શાવી તેના આહારનો નિષેધ કર્યો છે. દેવપૂજા તથા પિતૃપૂજા નિમિત્તે માંસાહારને વિધેય વર્ણવતા તથા 'માંસાહારમાં કોઈ દોષ નથી' એમ કહેતા બીજા શાસ્ત્રકારના મતાન્તરનું ખંડન કર્યું છે. માંખણ, મધ તથા પાંચ પ્રકારનાં ઉદુંબર ફલોનું ભક્ષણ, અનંતકાય તથા અજ્ઞાત ફલનું ભક્ષણ, રાત્રિભોજન, કાચા ગોરસથી મિશ્રિત દ્વિદલ તથા જંતુમિશ્ર ફલ-ફુલ આદિ અભક્ષ્ય વસ્તુઓનું ભક્ષણ ત્યજવા ઉપદેશ આપ્યો છે. ૩ જા અનર્થદંડવિરમણ નામના ગુણવ્રતનું સ્વરૂપ સમજાવતાં, આર્ત-રૌદ્ર નામના દુર્ધ્યાનને ત્યજવા, પાપોપદેશ અને વિવિધ પ્રકારના પ્રમાદને પરિહરવા સમજાવેલું છે. ત્યાર પછી ચાર શિક્ષાવ્રતોમાં ૧ લા સામાયિક શિક્ષાવ્રતનું સ્વરૂપ તથા વિધિ જણાવીને તેનાથી થતી કર્મ નિર્જરા તથા એ સંબંધમાં ચંદ્રાવતંસકની કથા વર્ણવેલી છે.



॥ ૧ ॥

૨ જા દેશાવકાશિક શિક્ષાવ્રતનું સ્વરૂપ વર્ણવીને પૌષધ નામના ૩ જા શિક્ષાવ્રતનું સ્વરૂપ તથા વિધિ સમજાવીને ચુલનીપિતાની કથા આપેલી છે. ૪ થા અતિથિસંવિભાગ શિક્ષાવ્રતનું સ્વરૂપ વિવિધ રીતે વિસ્તારથી સમજાવીને સુપાત્રદાન વિષયમાં સંગમકની કથા કહેલી છે. શ્રાવકનાં બારેય વ્રતોના અતિચારો વિસ્તારથી સમજાવતાં, પંદર પ્રકારનાં કર્માદાનના વેપાર-ધંધાનો ત્યાગ કરવા માટે ઉપદેશ આપ્યો છે.

મહાશ્રાવકની વ્યાખ્યા સમજાવતાં, પોતાનું શુભ દ્રવ્ય વાવવાનાં સાત ક્ષેત્રો (૧ જિનબિંબ, ૨ જિનમંદિર, ૩ જિનાગમ, ૪ સાધુ, ૫ સાધ્વી, ૬ શ્રાવક, ૭ શ્રાવિકા) ને વિસ્તારથી સમજાવ્યાં છે. પ્રાસંગિક દિગમ્બર મતની માન્યતાનું ખંડન કરીને સ્ત્રીઓને પણ સંયમ તથા મોક્ષમાં અધિકાર છે એ વાત સિદ્ધ કરી છે. મહાશ્રાવકની દિનચર્યામાં, ચૈત્યપૂજા અને જિનવંદનની વિધિ સમજાવી છે. ઉત્કૃષ્ટ ચૈત્યવંદન પ્રસંગે, 'ઈરિયાવહી' આદિ, 'નમોત્થુણં,' 'અરિહંત ચેઈયાણં' 'લોગસ્સ,' 'પુક્ખરવરદીવડ્ઢે,' 'સિદ્ધાણં બુદ્ધાણં,' 'જય વીયરાય,' આદિ પ્રાકૃત સૂત્રોનો અર્થ વિસ્તારથી સમજાવ્યો છે. ગુરુવંદન વિધિ તથા મધ્યાહ્ન અને સંધ્યાની પૂજા વર્ણવીને પ્રતિક્રમણની વિધિ દર્શાવતાં, વંદનક સૂત્રોનો અર્થ, ગુરુવંદનના ૩૨ દોષો, શિષ્યના પ્રશ્ન અને ગુરુના ઉત્તરો, ગુરુની ૩૩ આશાતનાઓ, પ્રતિક્રમણની વ્યાખ્યા, કાયોત્સર્ગવિધિ, કાયોત્સર્ગમાં ત્યજવાના ૨૧ દોષો તથા પ્રત્યાખ્યાનોનું વિસ્તૃત સ્વરૂપ સમજાવ્યું છે. ત્યાર પછી રાત્રિકૃત્ય સમજાવતાં સ્ત્રીઓનાં અંગોની વૈરાગ્યાત્મક તાત્ત્વિક વિચારણા પ્રસંગે, સ્થૂલભદ્રની અને વ્રતપાલનની દૃઢતા વિષે કામદેવ શ્રાવકની કથા આપી છે. અવશ્ય કરવા લાયક ઉત્તમ મનોરથો વર્ણવીને શ્રાવકની ૧૧ પ્રતિમાઓનું સ્વરૂપ બતાવ્યું છે. છેવટે સમાધિ-મરણ માટે કરવાની વિધિ તથા તે પ્રસંગે આનંદ શ્રાવકની કથા આપી છે. ત્રીજા પ્રકાશના અંતમા શ્રાવક ધર્મનું પાલન કરનારા જીવો કેવી ઉત્તમ ગતિ પામે છે તથા કેવો ઉત્તરોત્તર વિકાસ પ્રાપ્ત કરે છે, તે જણાવ્યું છે.

**ચોથા પ્રકાશમાં**, યોગનાં મુખ્ય અંગ જ્ઞાન-દર્શન-ચારિત્રનું આધ્યાત્મિક દૃષ્ટિએ અભેદ (નિશ્ચય) નયની દૃષ્ટિએ નિરૂપણ કરતાં આત્માનું જ્ઞાન-દર્શન-ચારિત્ર સાથે ઐક્ય વર્ણવીને, આત્મજ્ઞાનથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે એ રીતે આત્મજ્ઞાનની સ્તુતિ કરીને, આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે અવશ્ય કરવા લાયક કષાયજય અને ઇંદ્રિયજયને વર્ણવતાં વિસ્તારથી ક્રોધાદિ ચાર કષાય તથા ઇંદ્રિયોનું

સ્વરૂપ વર્ણવીને, 'ઇંદ્રિયો ઉપર વિજય મેળવવા માટે મનઃશુદ્ધિ અત્યંત જરૂરી છે, કારણકે મનઃશુદ્ધિ વિના ગમે તેટલાં તપ આદિ કરવામાં આવે તો પણ તે મોક્ષરૂપી ફળ આપી શકતાં નથી' એમ વર્ણવ્યું છે. મનની શુદ્ધિ માટે લેશ્યાશુદ્ધિ જરૂરી છે તે જણાવતાં લેશ્યાઓનું સ્વરૂપ વિસ્તારથી સમજાવ્યું છે મનઃશુદ્ધિ માટે રાગ-દ્વેષ ઉપર વિજય મેળવવો અત્યંત જરૂરી છે એ સમજાવતાં, રાગ-દ્વેષનું ભયંકર સ્વરૂપ સમજાવ્યું છે. રાગ-દ્વેષ ઉપર વિજય મેળવવા માટે સમતા (સમભાવ) અત્યંત જરુરી છે એ જણાવીને સમતાનો પ્રભાવ વર્ણવ્યો છે. સમતા પ્રાપ્ત કરવા માટે મમતા દૂર કરવી જોઇએ. તે માટે અનિત્ય, અશરણ આદિ બાર ભાવનાઓનું (અનુપ્રેક્ષાઓનું) વિસ્તારથી સ્વરૂપ વર્ણવતાં, તે પ્રસંગે ચાર ગતિઓના દુઃખો, કર્મોના આશ્રવો, આશ્રવોને રોકવાના ઉપાયો, બાર પ્રકારનો તપ, દશ પ્રકારનો યતિધર્મ તથા ચૌદ રાજલોકનું સ્વરૂપ ઘણા વિસ્તારથી સમજાવ્યું છે. બાર ભાવનાઓ દ્વારા સમતા પ્રાપ્ત કરીને મોક્ષના કારણભૂત આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે યોગીઓએ ધ્યાનનો પ્રારંભ કરવો જોઈએ એમ જણાવીને ધ્યાનસિદ્ધિ માટે અત્યંત જરૂરી મૈત્રી આદિ ચાર ભાવનાઓ વિસ્તારથી વર્ણવી છે. આ રીતે ધ્યાન માટે પદ્ધતિસર ભૂમિકા રચીને, તે માટે જરૂરી અનેક યોગાસનોનું વર્ણન ચોથા પ્રકાશનના અંતમાં આપેલું છે.

મહર્ષિ પંતજલિએ, સંક્ષેપમાં દર્શાવેલાં યોગનાં આઠ અંગો ૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર, ૬ ધારણા, ૭ ધ્યાન, ૮ સમાધિ પૈકી પ્રથમ ત્રણ અંગો યમ-નિયમ-આસનોનું વર્ણન પણ આ ચાર પ્રકાશમાં વિસ્તારથી, સૂક્ષ્મતાથી, તથા વિશદતાથી આવી જાય છે.

**પાંચમા પ્રકાશ**માં શ્રી હેમચંદ્રાચાર્યે, જૈનશાસ્ત્ર પ્રમાણે મોક્ષ માટે પ્રાણાયામ આવશ્યક નથી છતાં દેહના આરોગ્ય તથા કાલજ્ઞાન આદિ માટે પ્રાણાયામ ઉપયોગી છે તેમજ પતંજલિ આદિ યોગાચાર્યોએ ધ્યાનસિદ્ધિ માટે આસનજય પછી પ્રાણાયામનો સ્વીકાર કર્યો છે, એમ જણાવીને પ્રાણાયામનું ઘણા ઘણા વિસ્તારથી વર્ણન કર્યું છે.

પ્રાણાયામનું સ્વરૂપ, પ્રાણાયામના ૧ રેચક, ૨ પૂરક, ૩ કુંભક આ ત્રણ ભેદો, અન્ય આચાર્યોના મતે ૧ રેચક, ૨ પૂરક, ૩ કુંભક, ૪ પ્રત્યાહાર, ૫ શાંત, ૬ ઉત્તર, ૭ અધર એમ સાત ભેદો, ૧ પ્રાણ, ૨ અપાન, ૩ સમાન, ૪ ઉદાન, ૫ વ્યાન આ પાંચ વાયુઓનાં સ્થાન, વર્ણ, ક્રિયા, અર્થ તથા બીજ આ પાંચ વાતોને વર્ણવીને પ્રાણાયામ દ્વારા પાંચ વાયુના જયની વિધિ અને પાંચ વાયુના જયથી થતા દેહઆરોગ્ય, વિવિધ ભયંકર વ્યાધિઓનો પણ નાશ તથા બીજા અનેક આશ્ચર્યકારક લાભો વર્ણવ્યા છે.

પ્રાણ આદિ વાયુના જયનો જેણે અભ્યાસ કર્યો છે તેવા યોગીએ મનની સ્થિરતા માટે શરીરના તે તે ભાગોમાં વાયુની ધારણા કેમ કરવી તેની વિધિ તથા ધારણાના ફલો વિગતવાર વર્ણવેલાં છે.

વાયુના ૧ ચાર ૨ ગતિ અને ૩ સ્થિતિના જ્ઞાન દ્વારા કાલ (મૃત્યુ) જ્ઞાન, આયુષ્યજ્ઞાન તથા શુભાશુભ ફળના જ્ઞાનનું વર્ણન કરતાં, વાયુના સ્વરુપને જાણવા માટે કયા કયા મંડલમાં વાયુની ગતિ, સંક્રમ તથા વિશ્રાંતિ છે તથા ૧ ઈડા ૨ પિંગલા ૩ સુષુમ્ણા આ ત્રણ નાડીઓમાં કઇ નાડીમાં વાયુ ચાલે છે તે જાણવું જરૂરી છે એમ જણાવ્યું છે. વાયુનાં ૧ પાર્થિવ, ૨ વારૂણ, ૩ વાયવ્ય, ૪ આગ્નેય આ ચાર મંડલોનાં સ્વરૂપનું તથા તેમાં ચાલતા અનુક્રમે ૧ પુરંદર, ૨ વરૂણ, ૩ પવન અને ૪ દહન આ ચાર વાયુઓના વર્ણ, સ્પર્શ તથા પ્રમાણનું (લંબાઇનું) વિસ્તારથી વર્ણન છે. કયા કયા કાર્યોમાં કયા કયા વાયુનું વહન જરુરી છે એ જણાવ્યું છે. કાર્યનો આરંભ કરતી વખતે તથા કાર્ય વિષે પ્રશ્ન કરતી વખતે શરીરમાં જે વાયુ વહેતો હોય તે આધારે સ્થૂલ તથા સૂક્ષ્મ ફળનું વર્ણન કરેલું છે.

૧ ઇડા, ૨ પિંગલા, ૩ સુષુમ્ણા આ ત્રણ નાડીઓના સ્વરૂપનું તથા તે તે નાડીઓમાં સંચાર કરતા વાયુઓના વિવિધ ફલનું વિવિધ રીતે વિસ્તારથી વર્ણન છે.

શરીરની તે તે નાડીઓમાં ભિન્ન ભિન્ન સમય સુધી સંચરતા વાયુના જ્ઞાનદ્વારા, શરીરમાં થતા ભિન્ન ભિન્ન અનુભવો અને ફેરફારો દ્વારા, સ્વપ્ન-શકુન-ઉપશ્રુતિ પ્રશ્નલગ્નકુંડલી-યંત્ર તથા વિદ્યા દ્વારા એમ અનેક અનેક રીતે કાલ (મૃત્યુ) ને જાણવાના ઉપાયો

બતાવ્યા છે. ભિન્ન ભિન્ન રીતે શરીરમાં સંચરતા વાયુના જ્ઞાનદ્વારા તથા બીજા પણ અનેક ઉપાયો દ્વારા જય–પરાજય–જીવિત–લાભ–હાનિ-વૃષ્ટિ-અવૃષ્ટિ પુત્રપ્રાપ્તિ-પુત્રીપ્રાપ્તિ-ઉત્પાત-વિગ્રહ આદિ અનેક વાતો જાણવાની રીત વર્ણવી છે. નાડી પરિવર્તન–નાડીશુદ્ધિનું વર્ણન કરીને નાડીવેધ દ્વારા પવન ઉપર વિજય મેળવીને યોગી પરકાય પ્રવેશ સુધીની શકિત પ્રાપ્ત કરી શકે છે એમ છેવટે જણાવ્યું છે.

**છઠ્ઠા પ્રકાશ**મા, પરકાય પ્રવેશને માત્ર આશ્ચર્યકારક, દુઃસાધ્ય તથા (મોક્ષના અભિલાષી માટે) અપારમાર્થિક જણાવીને, પ્રાણાયામ (ધ્યાનસિદ્ધિ દ્વારા) મોક્ષ પ્રાપ્તિ માટે ઉપયોગી નથી એમ જણાવ્યું છે. તે પછી યોગના પાંચમા અંગ રૂપે પતંજલિએ વર્ણવેલા પ્રત્યાહારની ઉપયોગિતા સ્વીકારીને પ્રત્યાહારનું સ્વરૂપ જણાવીને ધ્યાનસિદ્ધિ માટે યોગના છઠ્ઠા અંગ ધારણાનું સ્વરૂપ તથા ફળ દર્શાવ્યું છે.

**સાતમા પ્રકાશ**માં, ધ્યાન કરનારે અવશ્ય જાણવાની વાતોમાં, ધ્યાન કરનારની યોગ્યતાનુ વિસ્તારથી વર્ણન છે. તે પછી યોગના સાતમા અંગ ધ્યાનનું સ્વરૂપ વર્ણવતા ૧ પિંડસ્થ, ૨ પદસ્થ, ૩ રૂપસ્થ, ૪ રૂપાતીત એમ ચાર પ્રકારે ધ્યેયને વર્ણવીને ૧ પાર્થિવી, ૨ આગ્નેયી, ૩ વાયવી, ૪ વારૂણી, ૫ તત્રભૂ આ પાંચ ધારણા દ્વારા પિંડસ્થ ધ્યાન કેવી રીતે સિદ્ધ કરવું અને સિદ્ધ થયેલા પિંડસ્થ ધ્યાનનું કેવું લૌકિક તથા લોકોત્તર ફળ પ્રાપ્ત થાય છે તે જણાવ્યું છે.

**આઠમા પ્રકાશ**માં પદસ્થ ધ્યેયનું લક્ષણ જણાવીને અનેક અનેક પ્રકારે પદમયી દેવતા (મંત્રરાજ **અર્હં**, પંચપરમેષ્ઠિ નમસ્કાર મહામંત્ર આદિ અનેક અનેક મંત્રપદો)ના ધ્યાનની વિસ્તારથી વિધિ તથા વિવિધ ફળો વર્ણવ્યાં છે.

**નવમા પ્રકાશ**માં રૂપસ્થ ધ્યેયને સમજાવતાં સમવસરણ સ્થિત, અષ્ટ મહાપ્રાતિહાર્યથી સુશોભિત, તેજોમય અરિહંત પરમાત્માનું તથા આંખોને (મનને) અત્યંત આનંદ આપતી જિનેશ્વર ભગવાનની પ્રતિમાનું રૂપસ્થ ધ્યાન કરવાની રીત તથા ફળ બતાવ્યું છે. તથા અશુભધ્યાનો કેવું ભયંકર-અહિત કરે છે તે જણાવ્યું છે.



॥ ૧૩ ॥

**દશમા પ્રકાશમાં** રૂપાતીત ધ્યેયનું સ્વરૂપ વર્ણવતાં, સિદ્ધ પરમાત્માનું ધ્યાન તથા ધ્યાનસાધના કરતાં સાધક ક્રમે ક્રમે કેવી ભૂમિકા જીવનમાં સિદ્ધ કરે છે તે બતાવ્યું છે. તે પછી પ્રકારાંતરે ધર્મધ્યાનને વર્ણવતાં, ૧ આજ્ઞાવિચય, ૨ અપાયવિચય, ૩ વિપાકવિચય, ૪ સંસ્થાનવિચય આ ચાર પ્રકારના ધર્મધ્યાનનું વિસ્તારથી સ્વરૂપ તથા લૌકિક-લોકોત્તર ફળ વર્ણવ્યાં છે.

**અગિયારમા પ્રકાશમાં**, શુક્લધ્યાન, તેના અધિકારી તથા તેના ચાર ભેદોનું વિસ્તારથી સ્વરૂપ વર્ણવીને અમનસ્કપણું અને અયોગિપણું હોવા છતાં પણ કેવલજ્ઞાનીને ધ્યાન કેવી રીતે હોય છે તે જણાવ્યું છે. શુક્લધ્યાનના ફળને વર્ણવતાં, ચાર ઘાતિ કર્મો, તેના ક્ષયથી તીર્થંકર ભગવાનને પ્રગટ થતા ચોત્રીશ અતિશયો, સામાન્ય કેવલજ્ઞાની, કેવલિસમુદ્ઘાતનો ક્રમ, તેનું ફળ, શૈલેશીકરણ (યોગના આઠમા અંગ સમાધિની પ્રાપ્તિ), ચાર અઘાતિ કર્મોનો ક્ષય કરીને મોક્ષની પ્રાપ્તિ, એક સમયે ઋજુશ્રેણિથી ઉર્ધ્વમાં લોકાન્તે ગમન, સિદ્ધપરમાત્માનું અનંત સુખમય સ્વરૂપ આ બધી વાતો વિસ્તારથી વર્ણવી છે.

શ્રુતસમુદ્ર તથા ગુરુમુખથી જાણેલા તત્ત્વનું **૧૧ પ્રકાશોમાં** વર્ણન કરીને **બારમા પ્રકાશમાં**, શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે સ્વસંવેદનથી અનુભવેલા અનુભવસિદ્ધ તત્ત્વનું વર્ણન કર્યું છે. યોગાભ્યાસ કરતા ક્રમશઃ અનુભવાતાં ૧ વિક્ષિપ્ત, ૨ યાતાયાત, ૩ શ્લિષ્ટ તથા ૪ સુલીન આ ચાર પ્રકારનાં ચિત્તનું સ્વરૂપ વિશદ રીતે વર્ણવીને, નિરાલંબનભાવ, સમરસભાવ તથા પરમઆનંદની પ્રાપ્તિ કેવી રીતે થાય તે જણાવ્યું છે. સમરસભાવની પ્રાપ્તિ માટે બહિરાત્મા, અંતરાત્મા, પરમાત્માનું સ્વરૂપ સમજાવીને આત્મજ્ઞાન અને આત્મધ્યાનથી આત્મા પરમાત્મા બને છે તેમ જણાવ્યું છે. ગુરુની ઉપાસના કરનાર પ્રશમગુણવાન્ શુદ્ધચિત્તવાળા શિષ્યને ગુરુકૃપાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ ઘણી સરળ રીતે થાય છે તે વર્ણવીને, સાધકે આત્માભ્યાસમાં રમણતા કેળવીને ચિત્તને સહજભાવે કેવી રીતે સ્થિર કરવું, પરમ તત્ત્વમાં લય તથા ઉન્મનીભાવ કેવી રીતે પ્રાપ્ત થાય, ઇન્દ્રિયજય તથા મનોવિજય સહજભાવે કેવી રીતે થાય, આ બધી વાતો વિસ્તારથી વર્ણવી છે.

ખરેખર તત્ત્વજ્ઞાનથી અમનસ્કપણું પ્રગટ થયા પછી યોગીને લયદશામાં કેવી સ્થિતિનો તથા કેવા અદ્દભુત અને અપૂર્વ પરમ આનંદનો અનુભવ થાય છે તે વર્ણવીને, ઉન્મનીભાવની પ્રાપ્તિ માટે શ્રી સદ્દગુરૂદેવની ઉપાસનાની આવશ્યકતા જણાવીને, ઉન્મનીભાવના (અમનસ્કતાના) ઉપાયરૂપ આત્મપ્રસન્નત્તિનું વર્ણન કર્યું છે.

આ પ્રમાણે **બારમા પ્રકાશમાં**, અનુભવસિદ્ધ અનેક અનેક વાતો વર્ણવીને યોગીશ્વર શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે ગ્રંથના પ્રારંભમાં કરેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરીને યોગશાસ્ત્ર ગ્રંથની સમાપ્તિ કરતાં, ચૌલુકયવંશીય, અન્યયોગશાસ્ત્રોના જ્ઞાતા તથા યોગઉપાસનાના પ્રેમી મહારાજા કુમારપાળની પ્રાર્થનાથી તેમણે યોગના ઉપનિષદ્ રૂપ, અધ્યાત્મઉપનિષદ્ નામના સ્વોપજ્ઞવૃત્તિ સહિત આ યોગશાસ્ત્ર ગ્રંથની રચના કરી છે, આ વાત સુંદર રીતે જણાવી છે.

## તુલના

આ રીતે યોગશાસ્ત્ર અને વૃત્તિમાં જૈન આગમ ગ્રંથોનું ઘણું ઘણું રહસ્ય તો સમાયેલું છે જ. તે ઉપરાંત, પૂર્વના અનેકવિધ યોગશાસ્ત્રોનું અને અનેકવિધ યોગપ્રક્રિયાઓનું પણ રહસ્ય સમાયેલું છે. પાતંજલ યોગદર્શનમા વર્ણવેલા યોગનાં આઠ અંગોનો પણ સમન્વય યોગશાસ્ત્રવૃત્તિમાં તે તે સ્થળે બતાવ્યો છે. ઉપર જણાવેલું ૧૨ પ્રકાશના વિષયોનું સંક્ષિપ્ત વર્ણન જોવાથી પણ આ વાતનો ખ્યાલ આવશે.

## ગ્રંથના વિભાગો

આ ગ્રંથના પ્રથમ વિભાગમાં ૧-૨ પ્રકાશ, દ્વિતીય વિભાગમાં ૩-૪ પ્રકાશ તથા તૃતીય વિભાગમાં ૫-૧૨ પ્રકાશ પ્રકાશિત કરવાની ભાવના છે. તે પૈકી ૧-૨ પ્રકાશ આ પ્રથમ વિભાગમાં પ્રકાશિત કરવામાં આવે છે.

॥ ૧૯ ॥

પ્રથમ પ્રકાશમાં માર્ગાનુસારી ગુણોના વર્ણનમાં, યાકિનીમહત્તરાસૂનુ શ્રી હરિભદ્રસૂરિવિરચિત[1] ધર્મબિંદુ ગ્રંથની તથા શ્રી મુનિચંદ્રસૂરિવિરચિત તેની ટીકાની સ્પષ્ટ છાયા છે.

યોગશાસ્ત્ર પ્રથમ પ્રકાશના ૪૭ થી ૫૬ શ્લોકો તથા તેની વૃત્તિને ધર્મબિંદુ તથા તેની મુનિચંદ્રસૂરિવિરચિત ટીકા[2] સાથે સરખાવો-

## धर्मविन्दु प्रथम अध्याय साथे तुलना

सोऽयमनुष्ठातृभेदाद् द्विविधः–गृहस्थधर्मो यतिधर्मश्चेति । तत्र च गृहस्थधर्मोऽपि द्विविधः–सामान्यतो विशेषतश्चेति ।

तत्र सामान्यतो गृहस्थधर्मः–कुलक्रमागतमनिन्द्यं विभवाद्यपेक्षया न्यायतोऽनुष्ठानमिति, न्यायोपात्तं हि वित्तमुभयलोकहितायेति, अनभिशङ्कनीयतया परिभोगाद् विधिना तीर्थगमनाच्चेति, अहितायैवान्यदिति, तदनपायित्वेऽपि मत्स्यादिगलादिवद्विपाकदारुणत्वात् इति न्याय एव ह्यर्थाप्त्युपनिषत् परेति समयविद इति, ततो हि नियमतः प्रतिबन्धककर्मविगम इति, सत्यस्मिन्नायत्यामर्थसिद्धिरिति, अतोऽन्यथाऽपि प्रवृत्तौ पाक्षिकोऽर्थलाभो निःसंशयस्त्वनर्थ इति १ ।

---

१ "साध्वी खलु अनेकान्तजयपताकाया: कृतिराचार्यहरिभद्रस्याचार्यहरिभद्रेण वा" [सिद्धहेम बृहद्वृत्ति २-२-८७] આ શબ્દોથી શ્રી હરિભદ્રસૂરિ મહારાજના ગ્રંથો તરફ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજને કેવો ઉત્કટ આદર હતો તે જણાઈ આવે છે.

૨ ટીકા ઘણી વિસ્તૃત હોવાથી વાચકોએ ટીકા ગ્રંથ જ જોઈ લેવો.

तथा–समानकुलशीलादिभिरगोत्रजैर्वैवाह्यमन्यत्र बहुविरुद्धेभ्य इति २।

तथा–दृष्टादृष्टबाधाभीतता इति ३।

तथा–शिष्टचरितप्रशंसनमिति ४।

तथा–अरिषड्वर्गत्यागेनाविरुद्धार्थप्रतिपत्त्येन्द्रियजय इति ५।

तथा–उपप्लुतस्थानत्याग इति ६।

तथा–स्वयोग्यस्याऽऽश्रयणमिति ७।

तथा–प्रधानसाधुपरिग्रह इति ८।

तथा–स्थाने गृहकरणमिति। अतिप्रकटातिगुप्तमस्थानमनुचितप्रातिवेश्यं चेति। लक्षणोपेतगृहवास इति। निमित्तपरीक्षेति। तथा अनेकनिर्गमादिवर्जनमिति ९।

तथा–विभवाद्यनुरूपो वेषो विरुद्धत्यागेनेति १०।

तथा–आयोचितो व्यय इति ११।

तथा–प्रसिद्धदेशाचारपालनमिति १२।



॥ १७ ॥

तथा–गर्हितेषु गाढमप्रवृत्तिरिति १३ ।

तथा–सर्वेष्ववर्णवादत्यागो विशेषतो राजादिष्विति १४ ।

तथा–असदाचारैरसंसर्ग इति । संसर्गः सदाचारैरिति १५ ।

तथा–माता–पितृपूजेति । अनुद्वेजनीया प्रवृत्तिरिति १६ ।

तथा–भर्तव्यभरणमिति । तस्य यथोचितं विनियोग इति । तत्प्रयोजनेषु बद्धलक्षतेति । अपायपरिरक्षोद्योग इति । गर्ह्ये ज्ञानस्वगौरवरक्षे इति १७ ।

तथा–देवातिथिदीनप्रतिपत्तिरिति । तदौचित्याबाधनमुत्तम निदर्शनेनेति १८ ।

तथा–सात्म्यतः कालभोजनमिति १९ ।

तथा–लौल्यत्याग इति २० ।

तथा–अजीर्णे अभोजनमिति २१ ।

तथा–बलापाये प्रतिक्रियेति २२ ।

तथा–अदेशकालचर्यापरिहार इति २३ ।

तथा—यथोचितलोकयात्रेति । हीनेषु हीनक्रम इति २४ ।

तथा—अतिसङ्गवर्जनमिति २५ ।

तथा—वृत्तस्थज्ञानवृद्धसेवेति २६ ।

तथा—परस्परानुपघातेनान्योऽन्यानुबद्धत्रिवर्गप्रतिपत्तिरिति । अन्यतरबाधासंभवे मूलाबाधेति २७ ।

तथा—बलाबलापेक्षणमिति २८ ।

तथा—अनुबन्धे प्रयत्नइति २९ ।

तथा—कालोचितापेक्षेति ३० ।

तथा—प्रत्यहं धर्मश्रवणमिति ३१ ।

तथा—सर्वानभिनिवेश इति ३२ ।

तथा—गुणपक्षपातितेति ३३ ।

तथा—ऊहापोहादियोग इति ३४ ।

—ધર્મબિંદુ પ્રથમ અધ્યાય.

॥ १९ ॥

ત્રીજા પ્રકાશની વૃત્તિમાં શ્રી હરિભદ્રસૂરિ વિરચિત લલિતવિસ્તરાની પણ સ્પષ્ટ છાયા પથરાયેલી છે.

આ વિભાગમા પ્રાચીન ગ્રંથાંતરો સાથે સરખાવવા લાયક તે તે સ્થળોનો અમે ટિપ્પણોમાં નિર્દેશ કરેલો છે. પછીના વિભાગોમાં પણ યથાયોગ તુલના સૂચવવામા આવશે.

યોગશાસ્ત્ર પછી રચાયેલા પણ અનેક ગ્રંથોમા યોગશાસ્ત્રનો આધાર લેવામાં આવ્યો છે. ઉપાધ્યાય શ્રી માનવિજયજી રચિત ધર્મ-સંગ્રહની સ્વોપજ્ઞવૃત્તિમા યોગશાસ્ત્ર અને વૃત્તિના ઘણા જ પાઠો અક્ષરશઃ સંગૃહીત કરવામાં આવ્યા છે. ટિપ્પણોમા તેનો પણ અનેક સ્થળે અમે ઉલ્લેખ કરેલો છે.

વૃત્તિસહિત યોગશાસ્ત્રનું સંશોધન અને સંપાદન ઘણાં વર્ષો પૂર્વે કાશીવાળા તરીકે પ્રસિદ્ધ સ્વ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજની દેખરેખ નીચે થયેલું હતું. ચોથા પ્રકાશના ૨૨ મા શ્લોક સુધી (પૃષ્ઠ ૭૯૨ સુધી) કલકત્તાની Asiatic Society of Bengal તરફથી Bibliotheca Indica મા ઈસ્વી સન ૧૯૦૭, ૧૯૦૯, ૧૯૧૦ તથા તે પછીના વર્ષમાં લગભગ બસો બસો (૨૦૦) પાનાના ચાર Fasciculus માં થયેલું પ્રકાશન અમારા જોવામાં આવ્યું છે. તે પછીનું પ્રકાશન ત્યાં સંપૂર્ણ થયુ હોય, તેમ જણાતું નથી આ Asiatic Society of Bengal કલકત્તાનું પ્રકાશન તો અત્યારે જોવામા પણ ભાગ્યે જ આવે છે તે પછી તેનું સંપૂર્ણ પ્રકાશન ભાવનગરની જૈનધર્મ પ્રસારક સભા તરફથી વિક્રમ સંવત્ ૧૯૮૨ માં થયેલું છે. હમણા હમણાં આ પ્રતિ પણ દુર્લભ થઈ છે.[1]

---

૧. વિ. સં. ૨૦૨૫ (ઇ. સન ૧૯૬૯) માં પ્રકાશિત થયેલા યોગશાસ્ત્રના (પૃ૦ ૭) આ. શ્રી હેમસાગરસૂરિકૃત ગુર્જરાનુવાદની પ્રસ્તાવનામાં સ્વ. પં. લાલચંદભાઇ ભગવાનદાસ ગાંધી જણાવે છે કે—

"મારા સ્મરણ પ્રમાણે ૫૦ વર્ષો પહેલાં કલકત્તા–એશિયાટીક સોસાયટી ઓફ બેંગાલ તરફથી બિબ્લિઓથેકા ઇન્ડિકામાં ઇ. સ. ૧૯૦૭ થી ૧૯૨૧ ના ગાળામા આ યોગશાસ્ત્ર વૃત્તિ સાથે પ્રકાશિત થયું હતું ત્યારે સંપાદક સદ્ગત શ્રી વિજયધર્મસૂરિજીએ વિશુદ્ધ સંપાદન

ખંભાતના શ્રી શાંતિનાથ તાડપત્રીય જૈન જ્ઞાનભંડારમાં યોગશાસ્ત્રની બે પ્રાચીન પ્રતિઓ મળી આવી છે કે જેનો ક્રમાંક ૧૬૦ તથા ૧૬૧ છે. ક્રમાંક ૧૬૦ ની પ્રતિ વિક્રમ સંવત્ ૧૨૫૧ માં લખાયેલી છે. ક્રમાંક ૧૬૧ ની પ્રતિ વિક્રમ સંવત્ ૧૩૦૩ આસપાસ લખાયેલી લાગે છે. આ બંને પ્રતિઓની અનુક્રમે **શાં.** તથા **खं.** એવી સંજ્ઞા અમે અહીં રાખી છે.

આ બન્ને પ્રતિઓને યોગના અત્યંત પ્રેમી શેઠ અમૃતલાલ કાળીદાસે ખંભાતના ભંડારમાંથી મેળવીને તેનાં પાઠાંતરો નોંધાવી રાખેલાં હતાં. અને તેનું સંપાદનકાર્ય ઘણાં વર્ષો પૂર્વે તેમણે મને સોંપેલું હતું. પ્રારંભમાં આ બન્ને તાડપત્રી પ્રતિઓ અમારા પાસે હતી, પણ પછી ખંભાતના શ્રી શાંતિનાથ જૈન જ્ઞાનભંડારના કાર્યવાહકે બન્ને પ્રતિઓ પાછી મંગાવી લીધી. એટલે પ્રથમ પ્રકાશનું સંપાદન તે બન્ને પ્રતિઓના પાઠોને બરાબર તપાસીને કરવામાં આવ્યું છે. પરંતુ બીજા પ્રકાશનું સંપાદન તો પૂર્વે નોંધી રાખેલા પાઠાંતરોને આધારે જ કરવામાં આવ્યું છે કેટલીક વાર એવું પણ બને છે કે પાઠાંતરો નોંધવા જ રહી ગયાં હોય છે અથવા તો બરાબર નોંધાયાં હોતા નથી એટલે સંપાદન સમયે હસ્તલિખિત પ્રતિઓ જોવાના ઘણીવાર પ્રસંગો ઉપસ્થિત થાય છે અને ત્યારે અનેકવાર વિશિષ્ટ પાઠો તેમાંથી મળી પણ આવે છે. અત્યારે અમારા પાસે એ પ્રતિઓ ન હોવાથી પાઠાંતરોની જૂની નોંધને આધારે જ આ સંપાદન કર્યું છે.

---

માટે તેની ૨૭ પ્રતિઓ એકત્ર કરી હતી. સં. ૧૯૭૩ માં તેમના અમરેલી ચાતુર્માસમાં તેમાંની કેટલીક પ્રતિઓ પાઠાંતરો મેળવવા મેં જોઇ હતી. એ પ્રકાશન પૂર્ણ થયું જાણવામાં નથી, તેમ છતાં તેમના શિષ્ય સદ્ગત શ્રી વિજયભક્તિસૂરિજીના સદુપદેશથી થયેલી આર્થિક સહાય દ્વારા ભાવનગરની જૈનધર્મ પ્રસારક સભાએ ઈ. સ. ૧૯૨૬, વિ. સં. ૧૯૮૨ માં વિવરણ સહિત યોગશાસ્ત્ર પ્રતાકારે પ્રકાશિત કરેલ છે."



॥ ૨૧ ॥

એટલે ખાસ કરીને બીજા પ્રકાશથી શરૂ થતાં ટિપ્પણોમાં જ્યાં જ્યાં પાઠાંતરોમાં मु० સાથે જ शां કે खं નો અમે નિર્દેશ કર્યો છે. ત્યાં शां કે खं પ્રતિના પાઠ ભેદની કોઈ નોંધ નથી એટલેજ તેનો અર્થ છે અને આવી નોંધ ન હોવાથી જ તે રીતે અમે નિર્દેશ કર્યો છે. તેવા સ્થળોએ शां. તથા खं. પ્રતિમાં મુદ્રિત કરતાં કદાચ જુદો પાઠ હોવા છતાં પણ એ પાઠભેદ નોંધવાનો જ પ્રમાદથી રહી ગયો હોય એ પણ બનવા જોગ છે.

એસિયાટિક સોસાયટી ઑફ બેંગાલ તરફથી થયેલા પ્રકાશનમાં क, ख, ग, घ, ङ, च, छ વગેરે સંકેતોથી કેટલેક સ્થળે પાઠાંતરો પણ આપેલાં છે એવા પાઠો તથા પાઠાંતરોને અમે પણ—क, ख, ग, વગેરે ઉલ્લેખથી ટિપ્પણોમાં જણાવ્યા છે. જુઓ પૃ૦ ૨, ૩, ૭, ૮, ૩૪ વગેરે.

આ क, ख, ग વગેરે પ્રતિઓ કઈ છે અને ક્યાંની છે વગેરે બાબતમાં અમે કશું જાણતા નથી, કારણ કે આ પ્રકાશન અપૂર્ણ હોવાથી પ્રતિઓનો પરિચય આદિ કંઈપણ જોવામાં આવતું નથી. અમે તો માત્ર તે તે પ્રતિઓના પાઠોનો ઉપયોગ આ પ્રકાશનને આધારે કરી લીધો છે. એટલે પ્રતિઓના સંકેતોનો પરિચય આ પ્રમાણે છે—

शां०—શ્રી શાંતિનાથ તાડપત્રીય જૈન જ્ઞાનભંડાર (ખંભાતની) પ્રતિ, ક્રમાંક ૧૬૦
खं०— „ „ „ „ „ ૧૬૧

मु०—એસિયાટિક સોસાયટી, ઓફ બેંગાલ (કલકત્તા) તથા જૈનધર્મ પ્રસારક સભા (ભાવનગર) તરફથી પ્રકાશિત મુદ્રિત આવૃત્તિ.

जैमु०—જૈનધર્મ પ્રસારક સભા મુદ્રિત પ્રતિમાં છપાયેલો પાઠ.
जैमुपा०— „ „ „ „ આપેલું પાઠાંતર.

**जैमुसं.**—જૈનધર્મ પ્રસારક સભા મુદ્રિત સંપાદનમાં છપાયેલો સંશોધિત પાઠ.

**रोमु०**—એસિઆટીક સોસાયટી ઑફ બેંગાલ તરફથી મુદ્રિત પુસ્તકમાં છપાયેલો પાઠ. ('રૉયલ એસિઆટીક સોસાયટી' એવો નામનો ખ્યાલ હોવાથી **रोमु०** સંકેત ભૂલથી રખાયો છે.)

એસિયાટિક સોસાયટી ઑફ બેંગાલ તથા જૈનધર્મ પ્રસારક સભા (ભાવનગર) તરફથી પ્રકાશિત થયેલા યોગશાસ્ત્રના સંશોધનમાં ઘણો જ પરિશ્રમ ઉઠાવવામાં આવેલો છે, તો પણ ખંભાતથી મળેલી બંને તાડપત્રલિખિત પ્રાચીન પ્રતિઓનો ઉપયોગ ઘણો જ સાર્થક થયો છે. અત્યંત સુંદર અને મહત્ત્વના અનેક અનેક પાઠો આ બંને હસ્તલિખિત પ્રતિઓમાંથી અમને મળ્યા છે.

**शां०**—પ્રતિ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજના સ્વર્ગવાસ પછી ૨૨ મા વર્ષે તથા મહારાજા કુમારપાલના સ્વર્ગવાસ પછી ૨૧ મા વર્ષે વિક્રમ સંવત્ ૧૨૫૧ ભીમદેવ (બીજા) ના રાજ્યમાં દર્ભાવતીના (ડભોઈ) ના શ્રીમાલી શ્રાવક દેવધરે લખાવેલી અને વટપદ્રકના પં. વોસરિના હાથે લખાયેલી છે. આ બધું જણાવતી વિસ્તૃત પ્રશસ્તિ અમે સંસ્કૃત પ્રસ્તાવનામાં આપી છે. વૃત્તિસહિત યોગશાસ્ત્રની આ તાડપત્રીય પ્રતિ અત્યારે ખંભાતના શ્રી શાંતિનાથ જૈન જ્ઞાનભંડારમાં વિદ્યમાન છે.

**खं.** પ્રતિ પણ ખંભાતના શ્રી શાંતિનાથ જૈન જ્ઞાનભંડારની તાડપત્રીય પ્રતિ છે. આ **खं.** પ્રતિ પલ્લીવાલ વંશના રાહડ, સહદેવ તથા જયદેવના કુટુંબે લખાવેલી છે. પ્રતિના અંતે લેખન સંવત્‌ની નોંધ જોવામાં આવી નથી, છતાં આ જ કુટુંબે વિક્રમ સંવત્ ૧૩૦૩ માં લખાવેલી આચારાંગ ચૂર્ણિની તાડપત્રીય પ્રતિ ખંભાતના શ્રી શાંતિનાથ જૈન જ્ઞાનભંડારમાં છે. **खं.** પ્રતિ તથા આચારાંગ-ચૂર્ણિની તાડપત્રીય પ્રતિ ખંભાતના શ્રી શાંતિનાથ જૈન જ્ઞાનભંડારમાં છે. **खं.** પ્રતિ તથા આચારાંગ ચૂર્ણિ બંનેમાં એક જ પ્રકારની પ્રશસ્તિ છે. એટલે **खं.** પ્રતિ પણ વિક્રમ સંવત્ ૧૩૦૩ આસપાસ (શ્રી હેમચંદ્રસૂરિ મહારાજના સ્વર્ગવાસ પછી લગભગ ૭૫ વર્ષે) લખાયેલી લાગે છે. **खं.** પ્રતિની વિસ્તૃત પ્રશસ્તિ પણ સંસ્કૃત પ્રસ્તાવનામાં અમે આપી છે.

॥ २३ ॥

## શુદ્ધિ પત્રક

પ્રુફ જોવામાં અમારા અનવધાન આદિથી મુદ્રણમાં રહી ગયેલી જે જે અશુદ્ધિઓ અમારા ધ્યાનમાં આવી છે તે દૂર કરવા વિષયાનુક્રમ પછી શુદ્ધિપત્રક પણ અમે આપ્યું છે. તેનો અવશ્ય ઉપયોગ કરી લેવા વાચકોને અમારી ખાસ વિજ્ઞપ્તિ છે.

## ધન્યવાદ

યોગશાસ્ત્ર (વૃત્તિસહિત) ના પુનઃ સંશોધન પૂર્વક પ્રકાશન માટે શેઠ અમૃતલાલ કાળીદાસ દોશીએ ઉપર જણાવેલી બન્ને તાડપત્રીય પ્રતિઓ ખંભાતથી મંગાવીને તેના પાઠાંતરો નોંધાવી રાખેલાં હતા એ અમે પહેલા જણાવી ગયા છીએ. તેમની પ્રેરણા તથા પ્રોત્સાહનથી આ સ્વોપજ્ઞવૃત્તિ સહિત યોગશાસ્ત્ર સંપાદનનું કાર્ય ચાલી રહ્યુ છે.

શેઠ અમૃતલાલ કાળીદાસ દોશી ઉદ્યોગપતિ હોવા છતાં શાસ્ત્રોના ખૂબ વ્યાસંગી છે. મંત્ર અને યોગના (ધ્યાનાદિના) તો તેઓ અતિપ્રેમી છે. આ માટે તેમણે જૈન સાહિત્ય વિકાસ મંડળ નામની સંસ્થાની સ્થાપના પણ કરી છે. આ સંસ્થાએ વિપુલ દ્રવ્યવ્યય કરીને તદ્દન જુદી ભાત પાડતાં અનેક પુસ્તકો આજ સુધી છપાવ્યાં છે કે જે ઘણાં લોકોપયોગી પુરવાર થયાં છે. આમાં કેટલાંક તેમનાં પોતાના સંપાદનો છે તો બીજા અનેકમાં તેમની દેખરેખ કે પ્રેરણા તો હોય જ છે. વૃદ્ધ વયે, નિર્બળ શરીરે અને માંદગીના બિછાને પણ તેમનું ચિંતન અને લખવા–લખાવવાની પ્રવૃત્તિ ચાલ્યા કરતી હોય છે. તેમનું આવું વિરલ વ્યક્તિત્વ મને ઘણા જ કાર્યોમાં પ્રેરક તથા ઉત્સાહવર્ધક રહ્યુ છે. તે માટે તેઓ અનેકશઃ ધન્યવાદના અધિકારી છે.

મુનિ શ્રી ધર્મચંદ્રવિજયજી આના પ્રુફવાંચન આદિ અનેક કાર્યોમાં અનેક અનેક રીતે અત્યંત સહાયક થયા છે, તેથી તે પણ ધન્યવાદના અધિકારી છે.

પાલિતાણા **ભરત પ્રિન્ટરી**ના માલિક કાંતિભાઈ દેવસીભાઈ શાહે ધીરજથી આના મુદ્રણમાં ઘણી ઘણી અનુકુળતા કરી આપી છે. તેથી તે પણ ધન્યવાદના અધિકારી છે. યોગશાસ્ત્રનો કેટલોક બીજો ભાગ પણ ભરત પ્રિન્ટરીમાં છાપવા માટે મોકલેલો છે. દેવ–ગુરુ કૃપાએ સ્વોપજ્ઞવૃત્તિસહિત યોગશાસ્ત્રનો બીજો તથા ત્રીજો ભાગ પણ સાંગોપાંગ સંપાદિત થઈને શીઘ્ર પ્રકાશિત થાય એ માટે પ્રભુને પ્રાર્થના કરવા પૂર્વક સદ્‌ગુરુદેવ અને પરમાત્માની કૃપાથી જ તૈયાર થયેલા આ પ્રથમ ભાગને અનંત ઉપકારી પરમાત્મા શ્રી શંખેશ્વર-પાર્શ્વનાથ પ્રભુના હસ્ત કમળમાં ગ્રંથાત્મક પુષ્પરૂપે સમર્પિત કરીને અને એ રીતે પ્રભુપૂજા કરીને આજે ધન્યતા અનુભવું છું.

લિ૦

વિક્રમ સંવત્ ૨૦૩૨<br>વૈશાખ સુદિ ૧૩<br>શ્રી શંખેશ્વરજી તીર્થ

પૂજ્યપાદ આચાર્ય મહારાજ શ્રીમદ્વિજય સિદ્ધિસૂરીશ્વરપટ્ટાલંકાર<br>પૂજ્યપાદ આચાર્યમહારાજ શ્રીમદ્વિજય મેઘસૂરીશ્વરશિષ્ય<br>પૂજ્યપાદ ગુરુદેવ મુનિરાજ શ્રી ભુવનવિજયાન્તેવાસી<br>મુનિ જંબૂવિજય.



॥ ૨૯ ॥

# પ્રાક્-કથન

પ્રસ્તુત સંપાદનમાં બે બહુમૂલ્ય તાડપત્રીઓનો અમે ઉપયોગ કર્યો છે, તેનો સરળતાથી ઉપયોગ કરી શકાય, તેટલા માટે બન્ને તાડપત્રીઓને લાંબા સમય સુધી અમારી પાસે રહેવા દેવામાં શ્રી શાંતિનાથ ભંડાર (ખંભાત) ના વહીવટ કર્તા મહાશય **શ્રી બાબુભાઇ છગનલાલ શ્રોફે** (ઉર્ફે બાબુકાકાએ) ધીરજ દાખવીને ખૂબ જ મહાનુભાવતા બતાવી છે; આથી તેમની જ્ઞાનભક્તિની અનુમોદના કરીને તેમને સવિશેષ ધન્યવાદ આપીએ છીએ.

અમારું સવિસ્તાર પ્રાક્-કથન-યોગશાસ્ત્ર ભાગ ત્રીજામાં આવશે, એટલે અહીં તાડપત્રીની પ્રતો વિષે આભાર માની વિરમીએ છીએ.

લિ૦
**અમૃતલાલ કાલીદાસ દોશી**
પ્રમુખ,
જૈ. સા. વિ. મંડળ-મુંબઇ

॥ श्री शंखेश्वरपार्श्वनाथाय नमः ॥

॥ श्री वासुपूज्यस्वामिने नमः ॥

आचार्यमहाराजश्रीमद्विजयसिद्धिसूरीश्वरपादपद्मेभ्यो नमः ।

आचार्यमहाराजश्रीमद्विजयमेघसूरीश्वरपादपद्मेभ्यो नमः ।

सद्गुरुदेवमुनिराजश्रीभुवनविजयजीपादपद्मेभ्यो नमः ।

# पुरोवचनम्

परमकृपालोः परमात्मनः सद्गुरुदेवानां च कृपया, परमार्हतश्रीकुमारपालभूपालस्य प्रार्थनया कलिकालसर्वज्ञैर्योगीश्वरैः श्रीहेमचन्द्राचार्यैर्विरचितस्य स्वोपज्ञवृत्तिसहितस्य द्वादशप्रकाशात्मकस्य योगशास्त्रस्य प्रथम–द्वितीयप्रकाशात्मकः प्रथमो विभागो योगरसिकानां पुरतः प्राचीनहस्तलिखितादर्शादिविविधसामग्र्यनुसारेण संशोध्य सम्पाद्य च उपन्यस्यते ।

द्वितीये विभागे तृतीय–चतुर्थौ प्रकाशौ, तृतीयविभागे तु सर्वानप्यवशिष्टान् प्रकाशान् प्रकाशयितुं समीहामहे ।

'योगादेव अभ्युदय-निःश्रेयससिद्धिस्त्रिविधतापोपशान्तिश्च' इति योगोपासनारसिकेन दृष्टविविधयोगशास्त्रेण कुमारपालभूपालेन सम्यग्योगरहस्यजिज्ञासया प्रार्थितैर्योगीश्वरैः श्री हेमचन्द्रसूरिभिर्द्वादशभिः प्रकाशैः प्रथम-भूमिकात आरभ्य चरमभूमिकापर्यन्तं सर्वयोगाङ्गप्रकाशकम् अध्यात्मोपनिषद्रूपं योगशास्त्राख्यं महाशास्त्रं प्रणीतम् । अतिविस्तृतमस्य विवरणमपि तत्रभवद्भिस्तैरेव विरचितम् ।

"योगश्चित्तवृत्तिनिरोधः" इति [ पातञ्जलयोगदर्शने १।२ ] महर्षिः पतञ्जलिः[१] । "संयोगं योगमित्याहु-र्जीवात्म–परमात्मनोः" इति चान्ये । "मोक्षेण योजनाद् योगः" इति [ योगबिन्दौ ] श्री हरिभद्रसूरयः । "चतुर्वर्गेऽग्रणीर्मोक्षो योगस्तस्य च कारणम् । ज्ञान–श्रद्धान–चारित्ररूपं रत्नत्रयं च सः ॥ १५ ॥" इति

---

"समाधिमेव च महर्षयो योगं व्यपदिशन्ति । यदाहुः योगियाज्ञवल्क्याः—
समाधिः समतावस्था जीवात्मपरमात्मनोः । संयोगो योग इत्युक्तो जीवात्मपरमात्मनोः ॥ इति ॥
अत एव स्कन्धादिषु—
यत् समत्वं द्वयोरत्र जीवात्मपरमात्मनोः । समस्तसर्वसंकल्पः समाधिरभिधीयते ॥ १ ॥
परमात्मात्मनोर्योऽयमविभागः परन्तप । स एव तु परो योगः समासात् कथितस्तव ॥ २ ॥
इत्यादिषु वाक्येषु योग-समाध्योः समानलक्षणत्वेन निर्देशः संगच्छते" इति स्वामिबलराममलिखितायां योगभाष्यभूमिकायाम् ॥

[ योगशास्त्रे ] श्री हेमचन्द्रसूरयः । सर्वमेतदविरोधि परमार्थतः । " यम-नियमा-ऽऽसन-प्राणायाम-प्रत्याहार-धारणा-ध्यान-समाधयोऽष्टावङ्गानि " [ पातञ्जलयोगदर्शने २।२९ ] इति पतञ्जल्यभिमतस्यापि ज्ञान-दर्शन-चारित्रेषु यथायोगमन्तर्भावोऽस्मिन् ग्रन्थे योगशास्त्रे तत्र तत्र विहितः शास्त्रकृता । जैन-बौद्ध-वैदिकशास्त्रेभ्यः प्रभूतानि वचांस्यपि वृत्तौ तत्र तत्रोद्धृतानि ।

शास्त्रकृतां श्री हेमचन्द्रसूरिपादानां जीवनवृत्तं प्रभावकचरित्र-कुमारपालमहाकाव्यादिग्रन्थेषु प्रबन्धेषु च विस्तरेण वर्णितमस्ति, सुप्रसिद्धं चेदम् । इह तु अतिसंक्षेपेण किञ्चिदेवाभिधीयते-गुर्जरदेशे धंधूकानगरे विक्रम-संवत् ११४५ वर्षे कार्तिक्यां पूर्णिमायां शनिवासरे मोढान्वयस्य चाचिगश्रेष्ठिनः पाहिनीनाम्न्या धर्मपत्न्याः कुक्षितो जाता इमे महापुरुषाः । चंगदेव इति तेषां माता-पितृकृतं नाम । पञ्चवर्षदेशीया एवेमे बाल्यवयसि श्रीप्रद्युम्नसूरिशिष्याणां श्रीदेवचन्द्रसूरिवराणामन्तिके संवत् ११५० वर्षे माघशुक्लचतुर्दश्यां शनिवासरे प्रव्रज्यां गृहीतवन्तः, तदा च गुरुभिः सोमचन्द्र इति नाम प्रदत्तम् । विविधशास्त्रपारदृश्वभ्योऽप्रतिमप्रातभावद्भ्यो युगप्रधानेभ्य एभ्यो गुरुभिः संवत् ११६६ वर्षे वैशाखशुक्लतृतीयादिने आचार्यपदं प्रदत्तम्, हेमचन्द्र इति च नाम दत्तम्, ततः प्रभृति तेनैव नाम्ना ते प्रसिद्धाः । व्याकरण-काव्या-ऽलङ्कार-कोष-तर्का-ऽध्यात्मादि-विषयका अनेके विश्वप्रसिद्धा ग्रन्थास्तैर्विरचिताः, राजानः प्रतिबोधिताः, कुमारपालभूपतिद्वारा अपूर्वमहिंसा-



॥ २९ ॥

धर्मप्रवर्तनं विहितम्, संघतीर्थयात्रा–प्रभुप्रतिष्ठादीनि अनेकानि धर्मकार्याणि विहितानि । एवमनेकानि स्व–परोपकारीणि कार्याणि विधाय अन्ते च योगविधिना प्राणान् विहाय संवत् १२२९ वर्षे स्वर्धामालंचक्रुराचार्य-भगवन्तः श्रीहेमचन्द्रसूरिपादाः ।

कुमारपालनृपतेस्त्विदं जीवनवृत्तं संक्षेपतः—[सिद्धपुरतः क्रोशद्वये, अणहिलपुरपत्तनात्तु क्रोशाष्टके स्थितायां] दधिस्थल्यां ('देथली' ग्रामे) त्रिभुवनपालाभिधस्य राज्ञः कश्मीरदेव्यभिधाया राज्याः कुक्षितः विक्रमसंवत् ११४९ मध्ये कुमारपालस्य जन्म । वि. सं. ११९९ वर्षे मार्गशीर्षकृष्णचतुर्थ्यां रविवासरे 'अणहिलपुर 'पत्तने राज्याभिषेकः । ततो दिग्विजयेन अष्टादशदेशाधिपतित्वम् । गुरुश्रीहेमचन्द्रसूरीणां परिचयात् सदुपदेशाच्च सद्धर्मावाप्तिः । वि. सं. १२१६ वर्षे सङ्घसमक्षं श्रीहेमचन्द्रसूरीणां सन्निधौ सम्यक्त्वमूलद्वादशव्रतस्वीकारः । परमार्हतैरेभि-र्विविधैः प्रकारैरपूर्वमहिंसाधर्मप्रवर्तनम्–अमारिप्रवर्तनं स्वराज्ये परराज्येषु च विहितम् । अद्भुतानि जिनायतनानि निर्मापितानि, जिनप्रतिमाः प्रतिष्ठापिताः, सङ्घपतीभूय सङ्घेन सह तीर्थयात्रा विहिता, सप्तापि व्यसनानि स्वदेशा-न्निर्वासितानि, इत्यादीनि विविधानि अद्भुतानि धर्मकृत्यानि विधाय वि. सं १२३० वर्षे स्वर्गं जग्मुः महर्षिकल्पाः श्रीकुमारपालमहीपालाः । चेतश्चमत्कृतिविधायकमेतदीयं पुण्यचरित्रं विस्तरतः कुमारपालमहा-काव्यादिग्रन्थेभ्योऽवसेयम् ।

प्रायः समग्रमपि योगशास्त्रमनुष्टुप्छन्दोभिर्निबद्धम् । द्वादशसु प्रकाशेषु यथाक्रमं ५६, ११५, १५६, १३६, २७३, ८, २८, ८१, १६, २४, ६१, ५५ श्लोकाः । सर्वेऽपि सम्भूय १००९ श्लोकाः । 'द्वात्रिंशतामक्षराणामेकः श्लोकः' इति गणनया १२००० श्लोकपरिमिता प्राधान्येन गद्यनिबद्धा अस्य स्वोपज्ञा वृत्तिः । वृत्तौ तत्तत्प्रसङ्गानुरूपाः पद्यनिबद्धा बह्व्यः कथा अपि तत्र तत्र सन्ति । कथागता बहवः श्लोकाः स्वरचिते त्रिषष्टिशलाकापुरुषचरित्रेऽपि गृहीता ग्रन्थकृता, आगमादिशास्त्राणां प्रभूतानां च प्राचीनग्रन्थानां दोहनमत्र ग्रन्थकृता विहितम्, आचार्यश्रीहरिभद्रसूरिप्रभृतिविरचितानां ग्रन्थानामपि महती छाया तत्र तत्र प्रसङ्गे दृश्यते, एतच्च यथासम्भवं टिप्पणेषु सूचितमस्माभिः ।

योगशास्त्रस्य विषयो विस्तरेण विषयानुक्रमे द्रष्टव्यः । संक्षेपतस्तु द्वादशानामपि प्रकाशानामयं विषयः—

प्रथमे प्रकाशे मङ्गलपूर्वकं स्तुतिगर्भितमहावीरचरितं योगस्य स्वरूपं फलं माहात्म्यं च वर्णितं सदृष्टान्तम् । ततः सम्यग्ज्ञान–दर्शन–चारित्रस्वरूपं सर्वविरतिचारित्रे च मूलोत्तरगुणस्वरूपं प्रदर्शितम् । मार्गानुसारिणो गुणानां विस्तरेण वर्णनमन्ते विहितम् ।

द्वितीये प्रकाशे सम्यक्त्व–मिथ्यात्वयोः स्वरूपं पञ्चाणुव्रतस्वरूपं च सविस्तरं प्रासङ्गिककथासहितं वर्णितम् ।

तृतीये प्रकाशे त्रयाणां गुणव्रतानां चतुर्णां शिक्षाव्रतानां च प्रासङ्गिककथाभिः सह स्वरूपं दर्शितम् । गुणव्रतेषु भोगोपभोगविरमणव्रते भक्ष्याभक्ष्यादिस्वरूपं सयुक्तिकं प्रदर्शितम् । द्वादशानां व्रतानामतिचारा विस्तरेण वर्णिताः । भोगोपभोगव्रतातिचारप्रसङ्गे पञ्चदश कर्मादानानि प्रदर्शितानि । महाश्रावकस्वरूपं सप्तक्षेत्रीस्वरूपं श्रावकाणां दिनचर्यावर्णनप्रसङ्गे 'ईर्यापथिकी–नमुत्थुणं'प्रभृतिसूत्राणामर्थः गुरुवन्दन–देववन्दन–गुर्वाशातना–कायोत्सर्ग–प्रत्याख्यान–श्राद्धप्रतिमा–समाधिमरणादीनां स्वरूपमित्यादयोऽनेके विषया सविस्तरं विवेचिताः ।

चतुर्थे प्रकाशे आत्मनो रत्नत्रयेण सहैक्यम्, आत्मज्ञानस्य मोक्षोपायत्वम्, आत्मज्ञानावाप्तये कषाय–इन्द्रियजयस्य आवश्यकत्वम्, इन्द्रियजयार्थं मनोविजयस्य आवश्यकत्वाद् मनःशुद्धेरुपायः, राग–द्वेषस्वरूपम्, तज्जयोपायः, द्वादशभावनास्वरूपं, ध्यानसिद्धयै मैत्र्यादिभावनानां स्वरूपं योगासनानां च स्वरूपमित्यादि वर्णितम् ।

पञ्चमे प्रकाशे प्राणायामस्वरूपम्, प्राणायामभेदाः, तत्फलम्, ध्यान–धारणा–भौमादिमण्डल–वायुप्रभृति–स्वरूपम्, विविधप्रकारैः काल( मृत्यु )ज्ञानोपायाः, परकायप्रवेशविद्या इत्यादि वर्णितम् ।

षष्ठे प्रकाशे परपुरप्रवेशस्य दुःसाधत्वमपारमार्थिकत्वं च, प्राणायामस्य ध्यानसिद्धावनुपयोगित्वम्, चित्त-स्थैर्योपायः, प्रत्याहारस्वरूपमित्याद्यभिहितम् ।

सप्तमे प्रकाशे ध्येयस्वरूपम्, पिण्डस्थध्यानसिद्धये आग्नेय्यादिधारणास्वरूपम्, पिण्डस्थध्येयमाहात्म्यमित्यादि वर्णितम् ।

अष्टमे प्रकाशे पदस्थध्येयलक्षण-फले, पदमय्या देवतायाः स्वरूपम्, मन्त्रराजध्यानफलम्, नमस्कारमहामन्त्रप्रभाव इत्याद्यनेकधा पदस्थध्यानस्वरूप-फलवर्णनम् ।

नवमे प्रकाशे रूपस्थध्येयद्वैविध्यं तद्ध्यानफलादि च वर्णितम् ।

दशमे प्रकाशे रूपातीतध्येयस्वरूपम्, आज्ञाविचयादिधर्मध्यानभेदानां स्वरूपम्, आत्मसंवेद्यसुखस्वरूपं चेत्यादि वर्णितम् ।

एकादशे प्रकाशे शुक्लध्यान-घातिकर्म-तीर्थकरातिशयादिस्वरूपं वर्णितम् ।

द्वादशे प्रकाशे अनुभवसिद्धयोगस्वरूपम्, उन्मनीभावस्वरूपम्, इत्यादि वर्णयित्वा ग्रन्थरचनाहेतु-प्रदर्शनपुरस्सरं ग्रन्थसमाप्तिराचार्यैर्विहिता ।

एतत्सम्पादनाधारभूता सामग्री

शास्त्रविशारदैर्जैनाचार्यैः श्रीमद्विजयधर्मसूरिभिः बहुभ्यो वर्षेभ्यः प्राक् विविधान् हस्तलिखितानादर्शान्



॥ ३३ ॥

संचित्य अस्य सवृत्तिकस्य योगशास्त्रस्य संशोधनं सम्पादनं च स्वीयच्छात्राणां सहकारेण विहितम्, तच्च चतुर्थ-प्रकाशस्य द्वाविंशतितमश्लोकपर्यन्तं 'कलिकाता 'नगरे विद्यमानया Asiatic Society of Bengal इत्यनया संस्थया Bibciotheca indica मध्ये ईसवीयेषु 1907, 1909, 1910, 1911 (?) वर्षेषु [पृ. ७९२ पर्यन्तमेव] प्रकाशितम् । अवशिष्टस्तु ग्रन्थस्तया संस्थया प्रकाशितो न दृष्टो न वा श्रुतोऽस्माभिः । किन्तु श्रीमद्विजय-धर्मसूरिशिष्याणां श्रीमद्विजयभक्तिसूरीणामुपदेशेन सम्पूर्णोऽप्ययं ग्रन्थो वि० सं० १९८२ वर्षे भावनगरस्थया जैनधर्मप्रसारकसभया प्रकाशितः, अस्यैव च बाहुल्येन प्रचारः ।

कलिकाता–भावनगरप्रकाशिते पुस्तके संशोधकैः संशोधनाय कृतेऽपि महति परिश्रमे, सन्ति खलु तादृशानि अनेकानि स्थलानि यत्र पाठशुद्धिरपेक्ष्यते । अतोऽस्य ग्रन्थस्य पुनः संशोधनाय प्रकाशनाय च जैन-साहित्यविकासमण्डलस्याध्यक्षैः 'श्रेष्ठिश्री अमृतलाल कालीदास ' इत्येभिर्महोदयैः खम्भातनगरे श्री शान्तिनाथजैन–ज्ञानभाण्डागारे विद्यमानं तालपत्रोपरि लिखितमतिप्राचीनमादर्शद्वयमधिगतम्, तैर्नियुक्तेन केनचित् पण्डितेन च तत्रत्याः पाठभेदा लिखिताः, प्राधान्येन एतान् पाठभेदानवलम्ब्यैवास्माभिः संशोधितः सम्पादितश्चायं ग्रन्थः । एतत् तालपत्रोपरि लिखितमादर्शद्वयमस्माभिरपि दृष्टं, प्रथमप्रकाशपर्यन्तं परिशीलितं च ।

कलिकातामुद्रिते ग्रन्थे क. ख. ग. घ. ङ. च. इत्यादिसंकेतैर्बहवः पाठभेदा उल्लिखिताः, क. ख. इत्यादिसंकेतैः के हस्तलिखितादर्शा विवक्षिता इति तु वयं न जानीमः, तथापि ते पाठभेदा अपि अस्माभिरस्मिन् ग्रन्थे क. ख. इत्यादिसंकेतैरेव टिप्पणेषु निर्दिष्टाः, दृश्यतां पृ० २, ३, ७, ८, ३४ इत्यादि । यत्र तु अस्माभिर्मूले स्वीकृतः पाठः क. ख. आदिप्रतिभिरपि समर्थितस्तत्र विना पाठभेदं '—क. ख.' इत्याद्येव टिप्पणेषु लिखितम्, दृश्यतां पृ. ३ टि. २, पृ. ५ टि. १ इत्यादि ।

खम्भातनगरे श्री शान्तिनाथजैनज्ञानाभाण्डागारे तालपत्रोपरि लिखितं प्रतिद्वयं वर्तते, तत्र एकस्य शां. इति संज्ञाऽस्माभिर्विहिता, अपरस्य तु खं. इति संज्ञा विहिता । तत्र शां. प्रतिः वि. सं. १२५१ वर्षे [ श्री हेमचन्द्रसूरीश्वराणां स्वर्गवासात् २१ वर्षेषु गतेषु ] लिखिता । खं. प्रतौ तु लेखनसंवत्सरनिर्देशो यद्यपि न दृश्यते तथापि वि. सं. १३०३ आसन्ने कस्मिश्चिद् वर्षे सा लेखिता इति प्रतीयते, यतः खम्भातनगरे श्री शान्तिनाथजैनज्ञानभाण्डागार एव विद्यमानायाम् आचाराङ्गचूर्णेः प्रतौ खं. प्रतौ च एकरूपैव प्रशस्तिर्दृश्यते, अतो यैः खं. प्रतिर्लेखिता तैरेव आचाराङ्गचूर्णेरपि प्रतिर्लेखिता, आचाराङ्गचूर्णेः प्रतौ वि. सं. १३०३ इति लेखनसंवत्सरोल्लेखो दृश्यते, अतो योगशास्त्रस्य खं. प्रतिरपि वि. सं. १३०३ आसन्ने वर्षे लिखितेत्यनुमीयते । अनयोः शां. खं. प्रत्योः स्वरूपमीदृशं वर्तते—

॥ ३९ ॥

शां. प्रतिपरिचयः—क्रमाङ्कः १६०, पत्र १–३९३, आयाम–व्यासौ ३०"×२" इंच, लेखनवर्षं विक्रम–संवत् १२५१ ।

अन्तभागः—

"इति परमार्हत–श्री–कुमारपालभूपालशुश्रूषिते आचार्य–श्री–हेमचन्द्रविरचिते अध्यात्मोपनिषन्नाम्नि संजातपट्टबन्धे श्रीयोगशास्त्रे स्वोपज्ञं द्वादशप्रकाशविवरणम् ॥ छ ॥ ॥ छ ॥ ग्रन्थ श्लोक १२००० । संपूर्णं योगशास्त्रविवरणमिति ॥ छ ॥ मंगलं महाश्रीः ॥ छ ॥

भृङ्गीणामिव पक्षपातललितैर्लीलागृहं सुश्रियां सुच्छायां विततोऽतिविस्मयकरः श्रीमालवंशोऽस्त्यसौ ।
उद्यत्पर्वमनोहरे क्षितिधरप्राप्तप्रतिष्ठोदये यत्र च्छत्रपरंपरा ननु परा दृश्यन्त एवानिशम् ॥ १ ॥

आसीद्वंशे वरगुणगणे तत्र मुक्तानुकारी कान्त्युल्लासैर्निरुपमतमः साधुवृत्तानुसारी ।
शुद्धध्यानोपचितसुकृतो देवपूजादिनिष्ठः श्रेष्ठी श्रेष्ठः सुनयविनयैः साभदेवो गरिष्ठः ॥ २ ॥

पासिलाख्यः सुतस्तस्मादस्यद्भुतसुवैभवात् । सुमनोवर्गमुख्योऽभूज्जयन्त इव वासवात् ॥ ३ ॥

अगण्यपुण्यलावण्या तस्य पूनाविनामिका । सीतेव रामचन्द्रस्य जाता पत्नी पतिव्रता ॥ ४ ॥

तौ सर्वदेव–साभाख्यौ तत्कुलव्योममंडनम् । जज्ञाते ज्ञानमाहात्म्यौ चन्द्रार्काविव विश्रुतौ ॥ ५ ॥
एतयोः सोहिणिर्भग्नी भग्नकन्दर्पशासना । जिनशासनधरा जज्ञे सज्ज्ञानाम्भोजदीर्घिका ॥ ६ ॥
श्रेष्ठिनः सर्वदेवस्य पार्श्वनागः सुतोऽजनि । लक्ष्मीकुक्षिभवा शान्ता तस्य थामिणिरात्मजा ॥ ७ ॥
जाते सधर्मचारिण्यौ धर्मकर्मातिकर्मठे । साभाकस्य सदा भक्ते वीरी–वयजसंज्ञिते ॥ ८ ॥
वीरीकायाः सुते जाते जातिश्लाघ्ये शमान्विते । सीता–जास्यौ जिनाधीशधर्माराधनतत्परे ॥ ९ ॥
सत्पुत्रस्तत्र सीताया आसदेवाभिधोऽभवत् । ततो भूतौ सुतावाभू–शोभनदेवनामकौ ॥ १० ॥
अभूतां नन्दनौ जास्यास्तुवूटडि–यशोधरौ । जिंदा–यशःकुमाराख्यौ बभूवतुस्तयोः सुतौ ॥ ११ ॥
वयजाख्या तु तत्पत्नी पञ्चाऽसूत सुतोत्तमान् । कुंतीव पाण्डवान् पाण्डुयशःशुभ्रितभूतलान् ॥ १२ ॥
तेषामाम्रप्रसादाख्य आद्यो देवधरस्ततः । रामदेवस्ततश्चांडू–यशोधवलसंज्ञितौ ॥ १३ ॥
पञ्चाप्यद्भुतधर्मकर्मनिरताः पञ्चापि पुण्याश्रिताः पञ्चाप्युग्रभवप्रपञ्चविमुखाः पञ्चापि सत्यप्रियाः ।
एते पञ्चमहाव्रतैकरुचयः पञ्चापि शुद्धाशयाः । प्रापुः पञ्चजनौघमौलितिलकाः पञ्चापि कीर्तिं पराम् ॥ १४ ॥
अभूदाम्रप्रसादस्य सज्जनी वरगेहिनी । ज्ञानविज्ञानयोः पात्रं तनूजः सोहडस्तयोः ॥ १५ ॥



॥ ३७ ॥

जाया देवधरस्यासीत् श्रेष्ठिनः श्रेष्ठतानिधेः । सांतूकायाः सुता माढूः शमकैरवकौमुदी ॥ १६ ॥
आभडो नरसिंहश्च जज्ञिरे सूनवस्तयोः । जगद्देवाख्य–लाखाक–चाहडाः श्रुतशालिनः ॥ १७ ॥
आद्या प्रियमतीनामा संजाता तदनु कुमरदेवीति । लघ्वी त्वविहवदेवी वधूटिका तस्य विनययुता ॥१८॥
भार्याऽभूद्रामदेवस्य पदमी नंदनास्त्वमी । शंवो वयरसिंहश्च पुण्यश्च जयन्तः सुताः ॥ १९ ॥

अन्यच्च—

येन जिग्ये जगद् देवगुरुभक्त्याऽखिलं भृशम् । जगद्देवस्य तस्यासीद् दैवाद् ग्लानिकारणम् ॥ २० ॥

इतश्चतुर्भिः सम्बन्धः—

ज्ञात्वा येन लघीयसाऽपि सहसा स्वस्यान्तकालं क्षणादानाय्य व्रतिनः स्वयं तदखिलं कृत्वाऽन्त्यकृत्यं स्फुटम् ।
त्यक्त्वा स्नेहमशेषमात्मवदनेनोच्चार्य धर्मव्ययं जिग्ये मोहमहामहीपतिरतिप्राज्यप्रभावोऽप्यसौ ॥ २१ ॥

आबाल्यादपि येन पूर्णविधिना भक्त्याऽर्चितः श्रीजिनस्तात्पर्यादतिसेविताः सुगुरवोऽभ्यस्तं च शास्त्रं परम् ।
आत्मीयैर्विनयादिभिर्वरगुणैराचन्द्रकालं कलौ चन्द्रांशूज्ज्वलकान्तकीर्तिरतुला स्वल्पैर्दिनैरर्जिता ॥ २२ ॥

श्री योगशास्त्रवृत्तेर्देवधरेणात्मपुत्रसहितेन । निस्संगचित्तमुनिवत् सावद्यारंभरहितेन ॥ २३ ॥

